વર્ષ ૩ અંક ૪ શ્રાવણ સુદ ૧૧, ૨૦૬૫

# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીપવિત્રા એકાદશી વ્રત



અનુક્રમણિકા



રાગ નાયકી :-

શુભદિન મંગલ આજ નીકો;

રાની જસોમતિ ઢોટા જાયો સોહત શ્રીવ્રજકુલકો ટીકો।। ૧ ।।

મિલિ વ્રજનારી કહત ચિરંજીયો વલ્લભસુવન ભાવતો જીકો;

વૃન્દાવનસસિકો મુખ નિરખત સુખ ત્રિભુવકકો લાગત ફીકો।। ૨ ।।

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને શ્રીપવિત્રા એકાદશીની અનેકાનેક વધાઇ પાઠવે છે. આજના શુભ દિવસે આપણે પોતાના શ્રીઠાકોરજીને શ્રૃંગારમાં પવિત્રા ધરાવવા જોઇએ. આજના શુભ દિવસે શ્રીગોવર્ધનધર શ્રીચંદબાવા સ્વરૂપે સાક્ષાત્ પ્રકટ થઇને મધ્ય રાત્રીએ શ્રીમહાપ્રભુજીને દૈવીજીવોના ઉદ્ધારાર્થ બ્રહ્મસંબંધ કરાવવાની આજ્ઞા દીધી હતી. તે આપણે સૌ જાણીએ છીએ. અને આ આજ્ઞા જ્યારે શ્રીમહાપ્રભુજીને થઇ ત્યારે આપશ્રીએ સાક્ષાત્ પધારેલ શ્રીપ્રભુને સૂતરમાંથી બનાવેલ પવિત્રુ સિદ્ધ કરી અને શ્રીપ્રભુને ધરાવ્યું હતું અને મિસરી અરોગાવી હતી. આજે પણ આપણે પોતાના શ્રીપ્રભુને પવિત્રું ધરાવીએ છીએ.

**રાગ સારંગ :- ગાદી બૈઠે ભાવત મનકૂં; અતિ પ્રસન્ન વ્હે પહેર પવિત્રા, આપ દેત ભક્તન કૂં. ૧ નાતાભાંતિ સબન પહેરાવત, સોભા હોત સબનકૂં; આરતીકો સુખ દેત શ્રીવલ્લભ, વૃંદાવન સબ જનકૂં. ૨**

**રાગ સારંગ :- પવિત્રાં વલ્લભવર ઉર સોહે; અંગઅંગ અતિ સોહે સુંદર પિય નિરખત હિ મન મોહે. ૧ ઉપમા કાહી દેહુકો લાયક એસો ત્રિભુવન કો હે; વૃંદાવનકો ચંદ શ્રીવલ્લભ એસે યહાં અહો હે. ૨**

સાથેજ બીજો દિવસ એટલે કે પવિત્રા દ્વાદશી, શ્રીગુરુ-પદ-વન્દન પર્વ. જ્યારે શ્રીપ્રભુએ મધ્યરાત્રીએ બ્રહ્મસંબંધની આજ્ઞા શ્રીમહાપ્રભુજીનએ કરી તેના બીજા દિવસે સવારે શ્રીમહાપ્રભુજીએ આપશ્રીની ખવાસીમાં રહેલ દામોદરદાસ હરસાનીજી (દમલા)ને શ્રીમહાપ્રભુજીએ પ્રથમ બ્રહ્મસંબંધ કરાવ્યો અને માર્ગમાં પ્રવેશ દીધો. આ પ્રસંગ જીવો માટે ઉત્કૃષ્ટ છે, કારણકે જ્યારે શ્રીમહાપ્રભુજીની કા'નીથી શ્રીગુરુદેવ આપણને માર્ગીય દીક્ષા પ્રદાન કરે છે, ત્યારે આપણો નવો જન્મ થાય છે. અને તેથી આપણે પોતાના નવીન જન્મદાતાના ઋણી બનીએ છીએ. તે ઋણ ક્યારેય અદા થાય એવું નથી, છતાં પોતાના એક સેવક ભાવને વ્યક્ત કરતાં આપણે આ પવિત્રા દ્વાદશીના દિવસે આપણે ગમે-ત્યાં હોઈએ, પણ આ એક દિવસ તો પોતાના શ્રીગુરુદેવ-ગુરુદ્વાર પ્રતિનિધિ સન્મુખ જઇને આપશ્રીને પવિત્રુ અર્પણ-ધરાવીએ અને પોતાનો સેવક-ભાવ વ્યક્ત કરીએ. આપણે તો જીવ હોવાથી શ્રીપ્રભુ અને શ્રીગુરુદેવને શું આપી શકીએ ? કેવળ નમન કરવા માત્રજ આપણે અધિકારી છીએ. તેથી આજના શુભ દિવસે આપણે આપણા શ્રીગુરુદેવની પાસે જઇને પોતાનું કર્તવ્ય વ્યક્ત કરીએ.

**રાગ સારંગ :- શ્રાવણ શુક્લ પક્ષ દ્વાદશી પહિરે પવિત્રા વલ્લભલાલ; દરશન સુખ અનુભવી જાણે સખિ સુંદર શોભિત નયન વિશાલ. ૧ કલ કુંડલ રાજત કાનનિકો, કેસર તિલક ભૃકુટી બીચ ભાલ; બીરા પાસે બહુ સુગંધકે આરોગત શ્રીગોકુલપાલ. ૨ અતિ આરક્ત અધરરસ રંજિત પરમ મનોહર સહજ રસાલ; કંઠ પવિત્રા વરન વરન બહુ, હેમ રજતકે અરૂ ફૂલમાલ. ૩ ધોતી ઉપરેના કસુંભી રંગે નિરખી વિમોહિત સબ વ્રજબાલ; દષ્ટિ નિશાન હિત હરિદાસહી વારત આરતી મંગલ થા. ૪**





**રાગ સારંગ :- પવિત્રા આરતી સજી આની; જ્યોતિ પ્રગટ દેખત દેખ તનસારી બોલત જૈ જૈ બાની. ૧ ગોકુલપતિ રસિકમુકુટમનિ સબ રસકે સુખદાની; આરતી વારતી નવલવધૂ હરિદાસ પ્રભુરતિ માની. ૨**

સાથેજ પૂર્ણિમાના શુભ દિવસ એટલે કે શ્રાવણી પૂનમ. જ્યારે દ્વિજો આ દિવસે પોતાની જનેઉ બદલે છે અને નવીન જનેઉ ધારણ કરે છે. લૌકિક રીત્યાનુસાર આજનો દિવસ એટલે રક્ષાબંધન. જ્યાં બહેન પોતાના ભાઇના કલાઇ પર રક્ષા સ્વરૂપે રાખડી બાંધે છે. આપણે પોતાના શ્રીપ્રભુને પણ આ શુભ દિવસે રક્ષા ધરાવીએ છીએ.

**રાગ સારંગ :- સાવન સુદિ પુન્યો કો સુભ દિન રક્ષા બાંધત વલ્લભલાલ; વિવિધ પાટ ઓર રતન જટિતકે, શ્રીકર કંચલ થાલ. ૧ તિલક કરત બિરા દે કરમેં, ઉર સોહે કુસુમકી માલ; દેત અસીસ ચિરંજીવો શ્રીવલ્લભ, ભક્ત જતન પ્રતિપાલ. ૨**

**રાગ સારંગ :- રાખી બાંધત વલ્લભલાલ; માત રુક્મિણી કર ગ્રહી લીને, સોહત કંચન થાલ. ૧ રતન જટિત રાખી બાંધત હે, મેવા દેત રસાલ; નિરખ નિરખ વલ્લભવરકો મુખ, તન મન હોત નિહાલ. ૨ ભક્ત સબે ઠાડે મુખ નિરખત, ચંચલ નૈંન વિશાલ; વૃંદાવનકો ચંદ શ્રીવલ્લભ, ભક્ત જતન પ્રતિપાલ. ૩**

શ્રીવિષ્ણુસ્વામી પ્રાકટ્યોત્સવ પણ આ જ પખવાડીયામાં આવે છે. અને અખિલભુવનના નાથ ભગવાન શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)નો જન્મ, એટલે કે જન્માષ્ટમી. સૌ સનાતન ધર્મ પ્રેમી ભક્તો માટે તો આ દિવસ એટલો શુભ છે, કે સૌ કોઇ આ જન્મોત્સવને વધાવે છે અને પોતે ઉજવે છે. નન્દમહોત્સવ આજ ઉત્સવનું પ્રતિબિંબ છે.

**રાગ બિલાવલ :- ગોકુલ ઘર ઘર હોત બધાઈ; ગાવતિ મંગલ નારી ઘોષકી બાજે વિવિધ બધાઈ. ૧ દેત નોછાવરિ પટભૂષન લેં બંદીજન પહેરાઈ; રામકૃષ્ણ જન્મે ગિરિધારી સબે વ્રજ કે સુખદાઈ. ૨**

**રાગ બિલાવલ :- ગોકુલ પ્રગટ ભયે હરિ આય; અમર ઉધારન અસુર સિંઘારન અંતરજામી ત્રિભુવનરાય. ૧ જાગિ મહરિ પુત્રમુખ દેખ્યો પુલકિત ગાત ઉરમેં ન સમાય; ગદ્‌ગદ્‌ કંઠ બોલ નહીં આવે હરખવંત વ્હે નંદ બુલાય. ૨ આવો હો કંત દેવ પરસન ભયે પુત્ર ભયો મુખ દેખ્યો આય; દોરિ નંદ જબ સુતમુખ દેખ્યો સો સુખ સોભા બરની ન જાય. ૩ જબ વર માગ્યો તબ ઘર આયો આનંદ મગ્ન વ્હે બજી બધાય; સૂરદાસ પહેલે યહ માગ્યો દૂધ પિવાવત જસોદા માય. ૪**

**રાગ સારંગ :- આજ બધાઇ કો દિન નીકો; નંદઘરની જસુમતિ જાયો હે લાલ ભામતો જીકો. ૧ પંચ શબ્દ બાજે બાજત ઘરઘરતેં આયો ટીકો; મંગલ કલશ લિયે વ્રજ સુંદરી ગ્વાલ બજાવત છીકો. ૨ દેત અસીસ સકલ ગોપીજન ચિરંજીવો કોટિ વરીસો; પરમાનંદદાસકો ઠાકુર ગોપભેખ જગદીશો.૩**

એક સમય શ્રીગોકુલેશ પ્રભુ શ્રીમદ્‌ ગોકુલમાં પોતાના મંદિર (શ્રીદ્વાર)માં ઉત્થાપન સમયે આપશ્રી પોતાના સેવકોને અનાયાસ આજ્ઞા કરે છે. 'જે એક સમે પુષ્પ નદીમાં પડ્યો હતો. સો એક બાલકને પિતાકે પાસ માંગ્યો. તબ પિતાને કહ્યો જે તું લે. સો એ બાલકે લૈવે કો ઉદ્યમ કીઓ. જ્યૌં જ્યૌં આગે જાયે, ત્યૌં ત્યૌં પાઓ કે આઘાત જલ હાલે ત્યૌં ત્યૌં પુષ્પ આગે આગે જાયે. તો છાતીકુંજલ આઓ ત્યાંહાંલો ગયો. પીછો ફર્યો.' શ્રીગોકુલેશ પ્રભુ આજ્ઞા કરે છે કે એક બાળક પોતાના પિતાની પાસે જીદ કરે છે કે આ નદીમાં જે પુષ્ટ (ફૂલ) પડ્યું છે, તે મારે જોઇએ છે. એટલે પિતા





પોતાના બાળકને કહે છે કે જા, જાતે લઇ આવ. પણ જ્યારે બાળક નદીમાં ફૂલ લેવા જાય છે, અને જેમ જેમ આગળ ફૂલ લેવા વધે છે, તેમ તેમ નદીનું જળ હલે છે, અને તે હલન-ચલન દ્વારા એક નાની તરંગ ઉત્પન્ન થાય છે, જે ફૂલને આગળ લઇ જાય છે. બાળક જેમ જેમ આગળ વધે છે, તેમ તેમ પુષ્પ આગળ જાય છે. પણ જ્યારે નદીનું જળ તે બાળકના ગળા સૂધી આવે છે, તે પછી પાછો આવી જાય છે. આટલો પ્રસંગ કહીને શ્રીગોકુલેશ પ્રભુ ચૂપ કરી રહ્યાં. એટલે આપશ્રીના અનન્યાશ્રિત એવા કલ્યાણ ભટ્ટજી ખંભાલીવાળાએ વિનંતી કરી કે ‘જે મહારાજ! તે બાલકને તો તે પુષ્પની આસક્તિ લાગી, અને ઉદ્યમ કર્યો, પછી શું કર્યું ? તે પુષ્પ તો તેનાં હાથમાં આવ્યું ?’

ત્યારે ચતુરશિરોમણી શ્રીગોકુલેશજી આજ્ઞા કરે છે કે ‘**જે જબ સો દીસતે વ્યાર ચલે તબ હાથ આવે**’. (રત્નકોષ)

હવે આપણે આ પ્રસંગ પરથી એ સમજવાનું છે કે સંસારને દુસ્તર નદી અને સ્વભાવને પ્રવાહ (વહેણ, તરંગ) તરીકે અહીં વર્ણવ્યાં છે. બાળક-બુદ્ધિ વગરનાં; પિતા-ધર્મનું જ્ઞાન કરાવનાર સદ્‌ગુરુ છે. તેમણે અપ્રજ્ઞ એવા બાળકને પરમાત્મારૂપી પુષ્પ લેવા કહ્યું. પણ બાળક પ્રજ્ઞ ન હતો તેથી જે રીતે તેણે પુષ્પ પ્રાપ્ત થાય તે રીતે ઉદ્યમ ન કર્યો. તેથી તેને પુષ્પ ગમે તેટલો ઉદ્યમ કરવાં છતાં પ્રાપ્ત ન થયું.

જેવી રીતે બાળક એટલે અજ્ઞ જીવો પરમાત્મારૂપી પુષ્પ આ દુસ્તર સંસારમાંથી પ્રાપ્ત કરી શકતા નથી તેમ જ્ઞાનવાળા પણ કામરૂપી ઝૂંડની પકડમાં આવેલા હોય તો તે પણ દુસ્તર સંસારના પ્રવાહને તરી શક્તા નથી.

કામનાવાળો જ્ઞાની અને બાળક તેમને પરમાત્મારૂપી પુષ્પની કેમ પ્રાપ્તિ થતી નથી, તેનો ઉત્તર મહાભારત ૩.૩૨.૫ (૩૭)માં આપ્યો છે, ‘જે મનુષ્ય ધર્મને દોહવા ઇચ્છે છે તેને ધર્મનું ફળ મલતું નથી, જે પાપી અશ્રદ્ધાથી ધર્મ આચર્યા પછી શંકા કરે છે તે પણ ધર્મફળ પામતો નથી’

ધર્મને દોહવાનું ના હોય, પણ તેના વાસ્તવીક સ્વરૂપે તેને ભજવાનું હોય છે. અને જ્યારે આપણે અશ્રદ્ધા ઉત્પન્ન કરીએ ત્યારે આપણને માર્ગ પ્રાપ્ત થતો નથી. ભટક્યાંજ કરીએ, એક ભમરાની જેમ ગુંજરાવ કરતાં રહીએ. પણ કોઇ ચોક્કસ દીશા પ્રાપ્ત ન થાય. આપણે ધર્મને એમ માનીએ કે જનસેવા કરીએ એટલે આપણે પ્રભુ સેવા માની લઇએ, લોકોપકાર કરીએ એટલે ધર્મ થઇ ગયો આપણે એમ માની લઇએ છીએ. પણ વાસ્તવિકતા આ સર્વથી અલગ છે. ગયાં વખતે આપણે એ સમજવાનો પ્રયાસ કર્યો કે આપણું (પુષ્ટિમાર્ગીય જીવ) તરીકે કર્તવ્ય શું ? જન-સેવા કે ભગવત્સેવા ?, હજું આ વિષયને આપણે સુવિસ્તારથી અલગ રીતે સમજીએ કે પુષ્ટિ ધર્મ કયો ? લોકોપકાર કે ભગવત્સેવા ? વર્તમાન સમયના સંપ્રદાયના પરમ વિદ્વાન એવા આપણા શ્રીચતુર્થદ્વારના પરમ શ્રીગુરુચરણ શ્રીશ્યામ મનોહરજી આ વિષય પર સંક્ષિપ્ત ઘણી વિસ્તૃત વિષયસાર પ્રદાન કરે છે. આપશ્રીએ આ વિષયને અમૃતનું આચમન પુસ્તકમાં પ્રકટ કર્યું છે. આજકાલ કહેવાતા માર્ગીય પરિષદ્ ભગવત્સેવાથી વિપરીત અન્ય પ્રચાર કરે છે, તેને આપણે જનસેવા અથવા તો લોકોપચાર જે ભગવત્સેવાના ભોગે કરે છે, કરવા પ્રેરિત કરે છે, તે કેટલું યોગ્ય છે. વિષય ને આપણે સમજવાનો પ્રયાસ કરીએ.





## પ્રશ્ન : પુષ્ટિધર્મ કયો – લોકોપકાર કે ભગવત્સેવા ?

**જવાબ :** जयति श्रीवल्लभाचार्यो जयति च विट्ठलेश्वर प्रभुः श्रीमान् ।

पुरुषोत्तमश्च तैश्च निर्दिष्टा पुष्टिपद्धतिर्जयति ॥

પુષ્ટિમાર્ગમાં લોકોપકાર જેવા ધર્મનું શું સ્થાન હોવું જોઈએ તથા પુષ્ટિમાર્ગીય જીવના પ્રમુખ કર્તવ્ય ભગવદ–ભજન સાથે તેનું શું તારતમ્ય છે, તેની વિચારણા મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યચરણના અભિપ્રેત ભાવાનુસાર આજે ખૂબ જ જરૂરી લાગે છે. સ્વસિદ્ધાંતની સાચી માહિતી ન હોવાથી રોજેરોજ થતા નવા નવા વિધાનોની પુષ્ટિજીવોની પુષ્ટિમાર્ગ પર ચાલતી યાત્રામાં થતા આ બાબતના દિશાભ્રમ તેઓને અવળા માર્ગ ઉપર લઈ જઈ શકે છે.

આચાર્યશ્રીના સિદ્ધાંત મુજબ દરેક જીવમાં પભુએ કોઈ એક ચોક્કસ માર્ગ ઉપર ચાલી શકાય તેવા સામર્થ્યનો બીજભાવ રોપિત સ્થાપિત કરેલો હોય છે. જે બીજભાવનું રોપણ પુષ્ટિજીવમાં કરવામાં આવ્યું છે તે સાક્ષાત પુરુષોત્તમ વ્રજાધિપ શ્રીકૃષ્ણના સ્વરૂપાસક્તિનું અને રૂપસેવાનું જ છે.

तस्माजीवाः पुष्टिमार्गे भिन्ना एव न संशयः ।

भगवद्रुपसेवार्थं तत्सृष्टिर्नान्यथा भवेत् ॥ पु प्र म १२

અર્થ : તેથી પુષ્ટિમાર્ગીય જીવ ભિન્ન જ હોય છે તે બાબતમાં કોઈને શંકાને અવકાશ નથી. આ પુષ્ટિસૃષ્ટિ ભગવાની રૂપસેવા માટે જ બનાવેલી હોવાથી તે અન્યથા માર્ગોના કે સાધનોના અવળે માર્ગે જઈ શકતી નથી. આ વિધાનનો અર્થ જાણે – અજાણે બંને તરફ અતિવાદિતાથી લેવાતો જોવામાં આવે છે.

કોઈક વખત આપણને એમ લાગે કે રૂપસેવાર્થ જે સૃષ્ટિ છે તેના કર્તવ્યની ઈતિશ્રી પોતાના ઘરે કે મંદિરમાં બિરાજતા ઠાકોરજીના દર્શન કે ભજન કરવામાં જ થઈ જાય છે. કોઈક વખત એમ લાગે છે કે બ્રહ્મસંબંધ લઈ કંઠી બંધાવી એટલે કૃતકૃત્યતા જ આવી ગઈ.

ખરેખર ભગવાને સ્થાપિત કરેલો બીજભાવ દઢ થઈને જો અંકુરિત કે પ્રેમપલ્લવિત થવા માંડયો હોય અથવા તો તેને આસક્તિના કુસુમ ખીલવા માંડયા હોય કે વ્યસનદશામાં તે ફલિત થઈ ગયો હોય તો લોકોપકાર તરફ આપણી દષ્ટિ ન જાય તે તો સ્વાભાવિક જ છે. સર્વાત્મભાવ જયાં સુધી સિદ્ધ ન થાય ત્યાં સુધી પ્રભુ સિવાયની દરેક વસ્તુમાં કે વ્યક્તિમાં આપણને અનાત્મબુદ્ધિ અને બાધકતાની સ્ફૂર્તિ થવાથી લોકોપકાર ધર્મમાં આપણું મન ન જ ચોંટે તે પણ સ્વાભાવિક જ છે. તેમજ ઠાકોરજીની તનુવિત્તજા સેવા વ્રજભકતતોના ભાવોથી ભાવાત્મિકા થતા માનસીની અવસ્થા ઉપર પહોંચતી હોય ત્યારે નિરોધ (પ્રપંચની વિસ્મૃતિ અને ભગવદાસક્તિ) ની દશામાં પણ લોૈપકારના ધર્મનો આપણને ખ્યાલ ન જ આવે. પણ જો આવી ભાવવિભોરતા ન હોય તો, પોતાના દૈહિક સુખદુઃખની માફક, પારકાના સુખ દુઃખનો પણ ખ્યાલ આવ્યા વગર રહે જ કેમ ? જયારે અહંતા – મમતા સ્ફુરતી જ હોય ત્યારે પરોપકારથી દૂર ભાગવામાં માણસોનો હેતુ તેની ભગવદ – ભાવવિભોરતા ન હોઈ સ્વાર્થપરતા જ હોય છે. તેથી તેવાને લોકોપકારનો પણ ધર્મોપદેશ પ્રભુએ પોતે જ કર્યો છે.





एतावद्जन्मसाफल्यं देहिनामिह दैहिषु ।

प्राणैरथैर्थ्धया वाचाश्रेय वाचरेत्सदा ॥ भाग १०–२२–३४

અર્થ : જીવાત્માની દેહધારણ કર્યાની સફલતા એમાં જ છે કે તે પોતાના પ્રાણથી ધનથી બુદ્ધિથી અને વાણીથી પરોપકારરૂપી શ્રેયનું જ આચરણ કરતો રહે.

આ શ્લોકની સુબોધિનીજી અને ટિપ્પણીજીની વ્યાખ્યા જોવાથી સ્પષ્ટ થાય છે કે અહંતા – મમતા છોડી પરાર્થ થવું. પ્રાણિમાત્રમાં સેવાભાવ રાખવો, સર્વત્ર ભગવદ–બુદ્ધિ રાખવી અને અન્તે સર્વથા અકામ થવું (ઐહિક પારલૌકિક વાસનાઓથી મુકત થવું) તેમાં ભગવદીયના જીવનની પણ કૃતાર્થતા ગણવામાં આવી છે. તેથી જ ભાગવતાર્થ પ્રકરણમાં આચાર્યશ્રી આજ્ઞા કરે છે કે સાધનદશામાં આપણે ચાર વાતોનો ખૂબ જ ખ્યાલ રાખવો જોઈએ.

(૧) માયામોહ ઉપર કાબૂ મેળવીને શાસ્ત્રાનુસારી જીવન રાખવું.

(૨) એક સઘન સફલ વૃની માફક સદા પરોપકારી જીવન રાખવું.

(૩) ભગવત્પ્રસાદ એવા શુદ્ધાન્નનો આગ્રહ રાખવો.

(૪) ભગવાનના સર્વશકિતશાળી માહાત્મ્યનો ખ્યાલ રાખીને જ દાન, વ્રત, તપ, હોમ આદિ કર્મોનું આચરણ કરવું.

આવો ઉપદેશ ભગવાને મર્યાદામાર્ગીય ભકતતો માટે નહીં પણ વ્રજના પોતાના ભકતસખાઓ માટે આપ્યો છે, તેમ શ્રીમહાપ્રભુજી પણ સ્વીકારે છે. વ્રજગોપિકાઓને પ્રભુએ આવો ઉપદેશ આપ્યો નથી, તેનું કારણ એ કે, તેઓની ભકિત સર્વાત્મભાવની અવસ્થા ઉપર પહોંચવા માંડી હતી, તેથી તેવો ઉપદેશ વ્રજગોપિકાઓને આપ્યો હોત તો પણ તે અસ્થાને જ કહેવાય. તેથી સિદ્ધ થાય છે કે પરોપકાર ધર્મ પુષ્ટિ જીવના માટે પણ સ્વધર્મ – સ્વકર્તવ્ય જ છે, જયાં સુધી તેની ભકિત સર્વાત્મભાવમાં ખીલી નથી ઊઠતી.

પ્રેમ – આસકિત – વ્યસનની ક્રમિક અવસ્થાઓમાં જો ભકિત વિકસિત ન થઈ રહી હોય તો આપણાં જેવા જીવોનું કર્તવ્ય ભગવત્સેવા માનવું કે લોકસેવા ? બંને સાથે નભે કે નહીં ? અને જો બેમાંથી કોઈ એકને છોડવી પડતી હોય તો કઈ સેવા છોડવી ? ભગવત્સેવા કે લોકસેવા ?

આવા પ્રશ્નોનો ઉત્તર શોધતા ઘણી વખત આપણને એમ પણ લાગે : સ્વાર્થના અને સ્પર્ધાના આ વર્તમાન યુગમાં ગોપીજનો જેવી ભાવવિભોરતા આપણામાં કયાંથી વિકસિત થવાની હતી, અને તેના વગર થતી આ ભાવાત્મિકા સેવા કેવળ બાહ્યાડંબર હોઈ આપણને આપણામાં માનવીય ગુણો કેળવવાનો પણ સુઅવસર કે પ્રેરણા આપતી નથી. તેથી આપણને સાચા માનવ થવા માટે સત્યપરાયણતા, નીતિપરાયણતા અને લોકોપકાર ઉપર વધુ ભાર મૂકવાની જરૂર છે.

ખરી રીતે જોતાં આ એક નિરાશામય ચિંતન છે, અને આવી આત્મનિંદાની મનોવૃત્તિથી પુષ્ટિમાર્ગને બચાવવાની ખૂબ જ જરૂર છે. આત્મલોચન કરીને અહંકારરહિત થવું તે તો ગુણ કહેવાય પણ હીન ભાવની મનોવિકૃતિથી સર્વદા આત્મનિંદા કરવી એ કયાં તો માનસિક રોગ અથવા તો પાખંડ જ હોય છે. તેથી જ શ્રીમહાપ્રભુજીએ કંટાળી સૂરદાસજીને કહ્યું હતું ‘ ‘સૂર વ્હે કે કાહે ઘિઘિયાત હૈ ? કછુ ભગવદ્ લીલા ગા ?’’

સત્યપરાયણ કે નીતિપરાયણ થવું અથવા લોકોપકારરત થવું તે તો પુષ્ટિપંથના પથિક રૂપે નહીં, પણ માનવયોનિમાં જન્મ લીધો તેથી જ આપણું કર્તવ્ય બની જાય છે. દા. ત. મોટરગાડી રસ્તા ઉપર ડાબી બાજુએ ચલાવવી તે આપણું કર્તવ્ય એક પુષ્ટિમાર્ગીય તરીકે નહીં. પણ એક નાગરિક તરીકે છે. ધારો કે કોઈ એવો માનસિક રોગચાળો ફાટી નિકળે કે ઘણાં બધા પુષ્ટિમાર્ગીયો (પણ) રસ્તા ઉપર ડાબી બાજુએ મોટર ચલાવવાના નિયમની અવહેલના કરતા જમણી બાજુએ મોટરગાડી ચલાવતા પોલીસ દ્વારા પકડવામાં આવે તો આપણે શું એવો ઉપદેશ આપવો કે કંઠી બંધાવવી કે બ્રહ્મસંબંધ લઈ સેવા કરવી તે બધું પાખંડ છે, પુષ્ટિમાર્ગીયોનું સાચું કર્તવ્ય તો મોટરગાડી રસ્તા ઉપર ડાબી બાજુએ ચલાવવી એટલું જ છે !

વિવેક વાપરીએ તો આપણને સમજાશે કે પુષ્ટિમાર્ગીય હોય કે ઈતરમાર્ગીય – આસ્તિક હોય કે નાસ્તિક, મોટરગાડી ચલાવવી છે તો આ. ટી.ઓ.ના નિયમ નાગરિક તરીકેની હેસિયતમાં પાળવા જ પડશે. તેથી પુષ્ટિમાર્ગીય તરીકેના આપણા પ્રમુખ કર્તવ્ય (ભગવત્સેવા)ને આપણે મોટરગાડીને ડાબી બાજુએ ચલાવવી તેની સાથે સરખામણી કરી નીચે ઉતારી પાડી શકતા નથી. તે મુજબ સત્ય નીતિ કે લોકોપકાર આદિમાં નિષ્ઠા રાખવી તે માનવયોનિમાં જન્મ લીધો તેથી જ પ્રાપ્ત છે. પુષ્ટિપંથની યાત્રા તો તેના પછી (અને પહેલા પણ) પ્રારંભ થાય છે. તેથી સત્ય નીતિ કે લોકોપકાર આદિ માનવ ધર્મોની સાથે ભગવત્સેવા કે પુષ્ટિધર્મની સરખામણી કરવી તે આત્મઘાતી ચિંતન આપણને લક્ષ્યસુધી પહોંચાડનારું નહીં પણ અવળે માર્ગે દોરવાનારું થઈ શકે છે. પુષ્ટિમાર્ગીય જીવ જો રાક્ષસયોનિમાં કે પશુયોનિમાં જન્મે તો વાત જુદી છે. અન્યથા સત્ય, નીતિ કે લોકોપકારપરાયણ થવું તે તો મનુષ્યમાત્રનું કર્તવ્ય છે. પણ તેથી પ્રભુસેવાને આડંબર માનવાનો કે ગૌણ માનવાનો શ્રીવલ્લભાચાર્યના અનુયાયી તરીકે આપણને અધિકાર સર્વથા નથી જ. શ્રીહરિરાયજી તેથી જ શિક્ષાપત્ર (૩૨–૧–૫)માં આજ્ઞા કરે છે.

कामाविष्टे क्रोधयुते संसारासक्तिसंयुते ।

लोभाभिभूते सततं धनार्जनपरायणे ॥ १ ॥

दयाविरहिते रक्षे नित्यं संतोपवर्जिते ।

शोकाकुले भयाक्रांते विषयध्यानतत्परे ॥ २ ॥

अहंकारयुते क्रूरे दुष्टपक्षैकपोषके ।

ज्ञानमार्गस्थिते सर्वसाम्यचिंतनभाविते ॥ ३ ॥

लौकिकेऽसन्मुखे कृष्णजनवैमुख्यसंयुते ।

कृष्णलीलादोषदृष्टौ तथा कर्मजडेपिच ॥ ४ ॥

आचार्यविमुखे नित्यमसद्वादविभूषिते ।

एतादशे च हृदयं हरिर्नाविशते क्वचित् ॥ ५ ॥

અર્થ : કામાવેશવાળું, ક્રોધવાળું, સંસારાસક્તિવાળું, લોભથી અભિભૂત થયેલું, કેવળ ધનાર્જનમાં જ પરાયણ એવું દયારહિત, લૂખું, દુષ્ટ પક્ષનું પોષક, જ્ઞાનમાર્ગીય રંગથી રંગાયેલું, બધા જ દેવરૂપો કે બધા જ ધર્મ–સંપ્રદાયો એક જ છે એવા દુરાગ્રહથી





ભરેલું, લૌકિક, અસન્મુખ, કૃષ્ણજનોથી વિમુખ, કૃષ્ણલીલામાં દોષ જોનારું, કર્મજડ, આચાર્યવિમુખ અને અસદ્‌વાદમાં જ રસ લેનારું ચિત્ત ભગવાનમાં ચોંટી શકે નહીં. ભગવાનનો આવા ચિત્તમાં આવેશ થાય જ નહીં.

સાધન પ્રકરણમાં જ્યાં વૃક્ષોના ઉદાહરણ વડે ભગવાને ગોપબાલકોને પરોપકારનો ઉપદેશ આપ્યો છે તેની સુબોધિનીજી આ વિષય ઉપર ઘણી જ મનનીય છે.

"अथ ज्ञानं निरुप्यते अन्यथा गोपालानामनर्थपर्यवसानं स्यात् तैर्यदि अन्यार्थता बुद्धयेत तदा क्रमेण भगवद्‌र्थमेव सर्वमिति ज्ञानं भवेद आतस्तेभ्यो परार्थतां विद्यां प्रथमपर्वरूपां वोधयितुं भगवान स्थानान्तरे जगाम गोपैर्वृतो भगवान भक्तोद्वारार्थ प्रवृतो वृन्दावनाद् दूरं गतो वृन्दावनं परित्यज्य अग्रे गतः वृन्दावनस्य तु स्त्रीप्राधान्यात् ज्ञानं न भविष्यतीति ।"

અર્થ : જો ભગવાન પોતે જ્ઞાનોપદેશ ન કરે તો પોતાના સખા ગોપબાલકોનું અનર્થનિવારણ થાય નહીં. જો ગોપબાલકો પરોપકારમાં કાંઈક સમજતા થાય તો જીવને જે કાંઈ મળ્યું છે તે ભગવત્સેવા માટે જ મળ્યું છે. તે સિદ્ધાંત પણ અંતે સમજતાં થશે. તેથી વિદ્યાના પ્રથમપર્વ વૈરાગ્ય–પરોપકારના ઉપદેશ માટે ભગવાન વૃંદાવન છોડીને આગળ પધારે છે. કેમ કે ભગવાનને સ્વાર્થમય અહંતા–અમમતાત્મક સંસારથી ભકતનો ઉદ્ધાર કરવો છે. પણ તે ઉપદેશ માટે ભગવાને વૃંદાવનનું ચયન ન કરી કોઈક બીજા જ સ્થળને યોગ્ય ગણ્યું. તેનું કારણ એ કે વૃંદાવનમાં તો સ્વાર્થભાવ હોય જ નહીં. બધું ભગવદર્થ (ભગવાનના માટે જ) છે તેવો ભાવ સ્થિર હોવાથી પરાર્થ–પરોપકારનો ઉપદેશ ત્યાં ચાલતો જ નથી. સિદ્ધાંત મુજબ સ્વાર્થ પરાર્થ અને ભગવદર્થ એમ ક્રમશઃ ઉત્તરોત્તર શ્રેષ્ઠા સ્વીકારવામાં આવી છે.

શ્રી મહાપ્રભુજીના મતમાં કોઈ પણ સંજોગમાં ભગવત્સેવાથી ઊંચી લોકસેવા થઈ શકતી નથી. છતાંય સ્વદેહસેવા સ્વાર્થ કરતાં પરોપકાર પરાર્થ ઉપર વધુ ભાર જો ન આપવામાં આવે તો પુષ્ટિજીવનું પણ અનર્થમાં પર્યવસાન થયા વગર રહે નહીં. (૧) તેથી સ્વાર્થ તે અધર્મ છે. (૨) પરાર્થ તે આપણો ધર્મ છે, પણ (૩) ભગવદર્થ બધું સમજવું અને થવું એટલે કે ભગવત્સેવા તે તો આપણી ધર્મિપરાયણતા છે. શ્રી મહાપ્રભુજી સુબોધિનિજી (૧૦–૨૬–૩૨)માં આજ્ઞા કરે છે. ધર્મિવિચારો ધર્માદપ્યાધિકઃ । અર્થ : ધર્મવિચાર – ધર્મીમાં નિષ્ઠા કેળવવી તે ધર્મ કરતાં અધિક ઉત્તમ છે.

ભગવત્સેવા એ ધર્મિવિચાર છે, લોકોપકાર તે ધર્મવિચાર છે અને સ્વાર્થપરાયણ થવું તે અધર્મ છે. આ સાચો પુષ્ટિમાર્ગીય વિવેક છે અને એ જ આપણે ત્યાં Order of duties છે. આપણા આ સિદ્ધાંતને ઘણા જ સુંદર શબ્દોમાં મહર્ષિ અરવિંદો આધુનિક ભાષા અને ભાવમાં અભિવ્યકત કરે છે. : "Humanity is not highest Godhead. God is more than Humanity, but in humanity too, we have to find and serve him."

અર્થ : માનવતા ઈશ્વરત્વની ઉચ્ચત્તમ અભિવ્યક્તિ નથી. ઈશ્વર કે ભગવાન માનવતાથી કંઈક વધુ જ છે, પરંતુ માનવતામાં પણ આપણે ભગવાનની શોધ અને સેવા કરવી જોઈએ. અહીં "Too" 'ટૂ' શબ્દ વાપરવામાં આવ્યો છે અને તેની સરખી ધ્વનિ જો સમજાય તો ખરેખર સમજવામાં આવશે કે ભગવત્સેવાની તુલનામાં લોકોપકાર એ કાંઈ પ્રમુખ કર્તવ્ય નથી પણ પોતાની અહંતા – મમતા ભરેલી સ્વાર્થવૃત્તિ છોડી ભગવાન તરફ આગળ વધવા માટે પરોપકાર યા લોકોપકાર પણ એક પહેલું પગથિયું છે. પગથિયું ચડવા માટે હોય છે. બેસી રહેવા માટે નહીં. પગથિયે બેસી જવાની વૃત્તિ હારેલા–થાકેલા હૃદયના રોગીની હોય છે. સ્વસ્થ માણસ તો પગથિયાં ચઢીને જ્યાં પહોચવું હોય ત્યાં પહોંચીને જ ઝંપે છે. ! 'ભગવદ્‌રૂપ સેવાર્થ તત્સૃષ્ટિર્નાન્યથા ભવેત'





શ્રીહરિરાયજી સેવાફલના બીજા શ્લોકની ટીકામાં આજ્ઞા કરે છે : પરોપકારાદેસ્તુ ધર્મસ્ય ગૌણધર્મત્વજ્ઞાનેન ત્યાગઃ કાલાંતરે વા કરણમ્ એવમન્યત્રાપિ સર્વત્ર હરિચરણરતિપ્રતિબંધ વિભંજનીબુદ્ધિરનુસંધેયા' અર્થ : ખરેખર પરોપકાર આદિ ધર્મોને ગૌણધર્મ સમજી ત્યાગ કરવા જોઈએ. અથવા સેવા કરતાં જે સમય બચે તેટલો સમય પરોપકારાદિ ધર્માચરણમાં લગાડવો જોઈએ. સમગ્ર વાત એટલી જ કે આપણી ભગવત્સેવામાં કોઈ પણ હેતુથી કે કોઈ પણ પ્રકારે પ્રતિબંધ ન આવે તે બાબની પૂરતી કાળજી પુષ્ટિજીવે સર્વદા રાખવી જોઈએ.

શ્રીપુરુષોત્તમજી ઉપર કહેલ ''ભગવદ્રૂપસેવાર્થ તત્સૃષ્ટિર્નાન્યથા ભવેત્'' ની વ્યાખ્યામાં કહે છે કે જો પુષ્ટિસૃષ્ટિ ભગવત્સેવા ન કરે તો પ્રભુની બીજી કોઈ સૃષ્ટિથકી રૂપસેવા થઈ શકે જ નહીં. ભગવાનને પણ જો પોતાની રૂપસેવાની ઈચ્છા ન હોય તો પુષ્ટિમાર્ગીય જીવ પ્રગટ થાય જ નહી કેમ કે નામસેવા તો મર્યાદામાર્ગીય જીવ પણ કરી શકે છે.

एतत्सृष्टिकरणभावे अधिकार्यभावात् भगवतोरूपसेवैव न भवेत् तथा रूपसेवांचेन्न कारयितुमिच्छेत् नान्न सृजत नामसेवायाः देवान्तररैपि संभवात् ॥

તાત્કાલિક આવશ્યકતાનું અને સનાતન આવશ્યકતાનું તારતમ્ય સમજવું ઘણું જરૂરી છે. તે જો ભૂલી જાય તો ધર્મનો આધાર સનાતન સત્ય નહીં રહે અને યુગે યુગે બદલાતી આપણી આવશ્યકતાઓ તેનું સ્થાન લઈ લેશે. પુષ્ટિમાર્ગ મનુષ્યના ઈતિહાસના એવા કાલ માટે સીમિત ધર્મ નથી કે જેમાં લોકો ભૌતિક રીતે કષ્ટમય જીવન જ ગાળતા હોય. તે તો કાલાતીત ધર્મી શ્રીકૃષ્ણ પર અવલંબિત છે. કાલાધિકો હરિશ્ચાત્ર પુરુષોત્તમ એવ ચ (વેણુગીત સુબો. કારિ ૪) દા. ત. પાણીના પૂરથી પિડાયેલ કે દુષ્કાળથી પિડાયેલ માનવસમુદાયની સેવાને જો આપણે આપણો પરમ ધર્મ માની લઈએ તો જે વર્ષે પૂર ન આવ્યું કે જે વર્ષે દુષ્કાળ ન પડયો હોય તે આપણું વરસ યા તો ધર્માચરણ વગર જશે યા તો ખાલી દવાખાનામાં બેઠેલા ડોકટરની માફક આપણે પણ ભગવાનને અંતર્મનમાં પ્રાર્થના કરતા હોઈશું કે, 'પ્રભો મને આર્તજનોની સેવાનો અવસર આપ !' પણ આ એક શુદ્ધ મનોવિકૃતિ છે. એકને સેવાનો મોકો મળે તેથી અનેકોને મુસીબતમાં પડવું ?

આર્તજનોની સેવા તે આપણો સ્વભાવ હોવો જોઈએ. સિદ્ધાંત નહીં. કામના તો મનમાં એ જ સારી કે કોઈ જીવ કયારેય પણ મુસીબતમાં પડે નહીં. "सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिंद् दुःखभाग् भवेत्" તેથી શાશ્વત આધાર પર નિત્યકર્મ થવું જોઈએ અને તે છે ભગવત્સેવા, તાત્કાલિક આવશ્યકતાના આધાર પર નૈમિત્તિક કર્મો થાય તેમાં આપણે લોકોપકારને પણ ગણી શકીએ. આજ તારતમ્ય ધર્મ પરાયણ અને ધર્મિપરાયણ થવામાં પણ છે.

सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः । स्वस्यायमेव धर्मो हि नान्दः क्वापि कदाचन ।

ઉપરોક્ત પ્રશ્નના સમાધાન આપણે અમૃતનું આચમન પુસ્તકમાંથી પ્રાપ્ત થાય છે. આજે આપણે મનમાં મુંજાતા રહીએ છીએ, કારણકે ઘણી ખરી કહેવાતી પુષ્ટિમાર્ગીય સંસ્થાનો તો આજે લોકોપકારને બંડપોકારીને કરાવી રહ્યાં છે. માર્ગનો સાચો અર્થ આપણે ભૂલી ગયા છીએ અથવા તો ભૂલાવી દેવામાં આવે છે. પણ શ્રીમહાપ્રભુજીની વાણીના આધારે આપણે સાચો નિર્ણય કરવો જોઈએ.





**રાગ જેજેવંતી** :- માઇ આજ તો શ્રીગોકુલનાથ બૈઠે પવિત્રા હીંડોરેના;
પવિત્રાકે ખંભ રાજે ડાંડી ચાર પવિત્રાકી ભ્રાજે પવિત્રા ભક્ત રસાલ સોહે ચહું ઓરના. ૧
પવિત્રાકી સોહે ગાદી મૂઢા, પવિત્રા જોહે પવિત્રાકે ઝૂમકા રસાલ લલકે ચહું ઓરના;
ફૂલિ ફૂલિ વ્રજબાલ કિયે હેં સોલે સિંગાર ગાવત ગીત રસાલ મિલી સાતો સુરના. ૨
ફૂલે કોકિલા મોર દાદુર કરત સોર મંદ મંદ મેઘ ગાજે વરસે થોરેથોરના;
પ્રફૂલ્લિત વ્રજબાલ ઝુલાવત વલ્લભલાલ યહ સુખ દેત દાસ ડારે પવિત્રા તોરના. ૩

**ધોળ :-** (ચોખરા) - અદ્‌ભૂત પ્રકાર વલી કહુ, સુણો જે અલૌકિક લીલા એહ;
સહુ ભક્ત મનોરથ પૂરવા, હીંદોલે બેસે તેહ. ૧
એ પ્રાર્થના અત્ય ઘણી કરી, પ્રથમેં માગ્યું માન;
તે વચન સંભાલાં આપણાં, કૃપા કરી દીધું દાન. ૨
તે વિસ્તારે ક્યાંહાં લગી કહું, સહુ અનુભવ જાંણે મન્ન;
મનોરથ અંતે પોહોચવે, પોતે સદા પ્રસન્ન. ૩
તે વિસ્તારે કરી કહું, હીંદોલે અતિ રસરૂપ;
માહાલીલા અનુભવ કરે, શ્રીગોકુલ કેરો ભૂપ. ૪

**રાગ સારંગ** :- કેસરી ધોતી કેસરી ઉપરેના કેસરી તિલક બિરાજ ભાલ;
સુંદર સુભગ પુનિત હીયે ધરી ઉરપર લસત પવિત્રામાલ. ૧
મોહત સબ સ્વકીયનકે મનકો યહ સિંગાર ચિતવનિ રસાલ;
બૈઠૈ ગાદી તકિયે દરશદાન દેત અતિ ઉદાર વલ્લભ કૃપાલ. ૨

*આજના આ અંકમાં આપણે અંગ્રેજીમાં શ્રીમહાપ્રભુજીના વિશેનો લેખ અત્રે નથી લઈ રહ્યાં તેનો અમને ખેદ છે, પણ એક વિશેષ લેખ શ્રીપંચમપીઠાધીશ્વર પૂજ્યચરણ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીબાપાશ્રી)ના વચનામૃતમાંથી અત્રે પ્રકટ કરી રહ્યાં છે, જે આજના આપણા જેવા આધુનિક જીવો માટે અત્યન્ત જરૂરી છે. આવતા અંકથી આપણે રાબેતા મુજબ અંગ્રેજી ભાષામાં અંક પ્રકટ કરતાં રહીશું. અસ્તુ.*

ભાવત્ક :- દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)





॥ શ્રીગોકુલેશો જયતિ ॥

## ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૫ શ્રાવણ સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૫ શ્રાવણ વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

અગસ્ત ૧ ૨૦૦૯ થી અગસ્ત ૧૬ ૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-શ્રાવણ સુદ | શનિ | અગસ્ત-૧ | **શ્રીપવિત્રા એકાદશી વ્રત. પ્રાતઃ ૭.૨૨ કલાકથી પહેલા શ્રૃંગારમાં શ્રીપ્રભુને પવિત્રા ધરાવવા.** |
| ૧૨ | રવિ | ૨ | **શ્રીગુરુપદવંદન પર્વ. પૂજ્યચરણ શ્રીગુરુદેવને પવિત્રા ધરાવવા.** |
| ૧૩ | સોમ | ૩ | |
| ૧૪ | મંગલ | ૪ | |
| ૧૫ | બુધ | ૫ | **શ્રાવણી ઉપાકર્મ-બ્રાહ્મણોએ અવશ્ય કરવો. રક્ષાબંધન-ભદ્રા સાંજ ૫.૧૫ સુધી. તેથી સાંજે ૫.૨૦ પછી રક્ષા ધરાવવી.** |
| ૧૫ | ગુરૂ | ૬ | |
| ૧-શ્રાવણ વદ | શુક્ર | ૭ | |
| ૨ | શનિ | ૮ | |
| ૩ | રવિ | ૯ | હિન્ડોળા વિજય સાંજે. |
| ૪ | સોમ | ૧૦ | |
| ૫ | મંગળ | ૧૧ | |
| ૬ | બુધ | ૧૨ | |
| ૭ | ગુરૂ | ૧૩ | **શ્રીવિષ્ણુસ્વામી પ્રાકટ્યોત્સવ. શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીમાન્ શ્રીબડે શ્રીગોવર્ધનેશજીનો જન્મોત્સવ (સં.૧૬૬૨)** |
| ૮ | શુક્ર | ૧૪ | **શ્રીજન્માષ્ટમી. શ્રીચતુર્થપીઠાન્તર્ગત શ્રીઆચાર્યગૃહરૂપ શ્રીગોકુલનાથજીના મંદિરમાં શ્રીપ્રભુને પંચામૃતના સમયે કુલગત શ્રીપુરાણી સંકલ્પ કરાવે તથા સુવર્ણઘર્માનુવાક્ અને પુરુષસૂક્તનો પાઠ કરે.** |
| ૯ | શનિ | ૧૫ | **શ્રીનન્દમહોત્સવ.** |
| ૧૦-૧૧ | રવિ | ૧૬ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*

**શ્રદ્ધા અને સેવા આંતર અને બહારના અધિકારના હેતુઓ છે.** (શ્રીસુબોધિનીજી ૩-૯-૩૧)

*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

## ગુરુ શિક્ષા - ૨૨

# પ્રશ્નોત્તર - ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

***પ્રશ્ન :-*** *ગુરુદેવ! આપશ્રી સન્મુખ આજે હું ત્રણ પ્રશ્નો રજુ કરી રહ્યો છું. આપશ્રી કૃપા કરીને સમાધાન કરશો.*

*૧. શ્રીનાથદ્વારાથી ગૃહસેવા માટે વસ્ત્રો-સાજ વગેરે લાવીને ઉપયોગ કરી શકાય કે પછી પોતાના ઘરમાં જ જાતે બનાવવાં-બનાવડાવવા જોઇએ?*

*૨. ગુરુદેવ! આપશ્રી કૃપા કરીને જણાવશો કે - બ્રહ્મસંબંધ લીધા પછી ગળામાં કંઠી ન હોય તો શું થઅય? તિલક ન કરીએ તો શું થાય? તિલક કરીએ અને બજારમાં ધંધા માટે લોકોને છેતરીએ અને કદાચ અજુગતું કરી બેસીએ ત્યારે તિલકને લાંછન લાગે તેવું સામેવાળા કહે, તેના કરતાં કંઠી ન પહેરીએ કે તિલક ન કરીએ તો ન ચાલે?*

*૩. આપશ્રી સૃષ્ટિમાં કોઇ એક ગામમાં એક વ્યક્તિ મરણપથારીએ પડેલ, તેમને આપશ્રીએ બ્રહ્મસંબંધ ન આપી અન્યાય કરેલ છે, તે વાત કેવી રીતે સમજવી, આપ કૃપા કરી સમાધાન કરશો?*

**શ્રીગુરુદેવ :-** ચાલો, આપણે પહેલાં પ્રશ્નના સમાધાનનું વિચારીએ. તમારા પ્રશ્નનો ઉત્તમ પક્ષ એ છે કે પોતાના શ્રીઠાકોરજીનાં વસ્ત્ર, શણગાર સંબંધી વસ્તુઓ સેવા કરનાર વ્યક્તિએ પોતાના ઘરમાં જ બનાવવી જોઈએ. ખાસ કરીને વસ્ત્રો વગેરે ઘરમાં જ સિદ્ધ કરવાં જોઈએ, પરંતુ શણગારની ઉપયોગી વસ્તુઓ દરેકને ઘરમાં બનાવવી ફાવે નહીં, તેથી યોગ્ય સ્થળે સુંદર અને ઉત્તમ વસ્તુ મળતી હોય તો તેમાં કોઈ આપત્તિ નથી. બીજું એવું પણ કારણ છે કે બજારમાંની વસ્તુઓ ધંધો કરવા માટે જ વેચાતી હોય છે. ત્યાં શ્રીઠાકોરજીના ઉપયોગી વસ્ત્ર માટે સસ્તુ, સેકન્ડઝનું અથવા કટપીસનું કાપડ લાવી મોટા ભાગે તેમાંથી વસ્ત્રો બનાવવામાં આવે છે, અને સ્વકીય/પોતાના સ્વામી માટે ઉત્તમ-વસ્તુને ઠેકાણે આવી હલકી વસ્તુઓનો ઉપયોગ સેવક-ઉચિત નથી. તેથી બને ત્યાં સુધી પોતાની શક્તિ અનુસાર ઉત્તમ વસ્તુ સિદ્ધ કરી અંગીકાર કરાવવી જોઈએ. આજકાલ readymade અને instantની પદ્ધતિ ચાલી છે તેમાંથી આપણા સેવકપણાને પોષણ મળતું નથી. (*સાથેજ બજારમાં તૈયાર મળતાં વસ્ત્રો એકજ સરખાં માપનાં મળે, અથવા જુદાં માપનાં પણ*

*મળતાં હશે, પણ શું તે પોતાનાં શ્રીઠાકોરજીના સ્વરૂપાનુસાર સિદ્ધ થયેલ હોય, તે જરૂરી નથી. અને આપણે જાણીએ છીએ કે શ્રીઠાકોરજી તો ઉત્તમ વસ્તુના ભોક્તા છે, તેથી શ્રીગુરૂદેવે જેમ શરૂઆતમાં આજ્ઞા કરી કે ઉત્તમ પક્ષ તો એજ કે આપણે પોતાના હાથે જાતેજ ઘરે સિદ્ધ કરીએ.અસ્તુ)*

હવે આપનો બીજો પ્રશ્ન કે બ્રહ્મસંબંધ પછી જીવે શું કરવું? વગેરે. વાત સીધી છે. જ્યારે જીવે બ્રહ્મસંબંધનું દાન (દીક્ષા) (પોતાના શ્રીદ્વારભૂત શ્રીગુરુદેવ પાસેથી) પ્રાપ્ત કરેલું હોય તે પછી સર્વદા-સર્વત્ર કંઠી ધારણ કરવી તે અનિવાર્ય છે. કંઠીથી આપણામાં વૈષ્ણવપણાની સ્થાપના થાય છે. દા.ત. જે સ્ત્રીએ લગ્ન કર્યા છે તેણે આપણી સંસ્કૃતિ અનુસાર સર્વત્ર-સર્વદા સૌભાગ્યચિહ્ન ધારણ કરવું તે અનિવાર્ય છે. તેથી કંઠી ધારણ કરવામાં આપણને કોઈપણ પ્રકારનો સંકોચ અથવા અન્ય કોઈ હીનભાવ ન આવવો જોઈએ. ઉલટું વૈષ્ણવ ચિહ્ન ધારણ કરવામાં આપણને આત્મગૌરવ અને સૌભાગ્યની અનુભૂતિ થવી જોઈએ. એવીજ રીતે તિલક, તે પણ ભગવત્ચરણારવિંદ-સ્વરૂપ વૈષ્ણવતાનું ચિહ્ન છે. પોતાના ઉત્તમ અંગ-મસ્તક ઉપર એને ધારણ કરી એક વૈષ્ણવ વ્યક્તિ પોતાના સ્વામી પ્રત્યે પોતાનું સર્વ સમર્પણ સૂચવે છે અને તેવો જ વિચાર કરી પોતે પણ સર્વસ્વ નિવેદનની માનસિકતાને અનુભવે છે. ભગવત્ ચરણારવિંદ ભક્ત માટે સંસારરૂપ ભવસાગરને સહેલાઈથી તરવા માટે નાવરૂપ પણ છે. શ્રીપ્રભુના ચરણારવિંદમાં રહેલાં વિવિધ ચિહ્નો સાથે વૈષ્ણવ વ્યક્તિના જીવાત્મા-ઈન્દ્રિય-પ્રાણ અને વૃત્તિનો ઊંડો સંબંધ રહ્યો છે. જેમકે શ્રીપ્રભુના શ્રીચરણ ભક્તિનાં પ્રતિપાદક છે - એટલે કે ભક્તિમાર્ગનું સ્વરૂપ છે. અરવિંદ (કમળ)નું ચિહ્ન તે ભક્તોના ત્રિવિધ તાપને દૂર કરનારૂં છે. વજ્રનું ચિહ્ન ભક્તોના પાપોને નષ્ટ કરનારું છે. ભક્તોના જીવનમાં સંબાવિત-ઉચ્છૃખલ વૃત્તિને ધારણ કરનાર મનરૂપી હાથીને વશમાં રાખવા માટે શ્રીપ્રભુ પોતાના શ્રીચરણારવિંદમાં અંકુશને ધારણ કરે છે. શ્રીચરણરવિંદનો આશ્રય કરનારા ભક્તોનો સર્વ પ્રકારનો ભય દૂર કરવા માટે ધજાનું ચિહ્ન છે. વળી તેઓનાં શ્રીચરણારવિંદની સુખ સેવ્યતાને જણાવનારો અંબુજ. એવા અલૌકિક સામર્થ્યને આવા ચિહ્નોથી પ્રકટ કરનારાં શ્રીચરણારવિંદોને પોતાના ઉત્તમ અંગ મસ્તક ઉપર ધારણ કરવામાં કોઈપણ સાચા સેવકોને શાની શરમ! ત્યાં તો તમારા ગુજરાતનાં પ્રસિદ્ધ ધોળની પંક્તિ મને યાદ આવે છે.

**દુરિજનને કહેવું હોય તે કહેજો રે...**

રહ્યો પ્રશ્ન અયોગ્ય વ્યક્તિએ અનાધિકારથી ધારણ કરેલા આવા ચિહ્નોનો! તો ત્યાં અમને અમારા સર્વદા સેવ્ય શ્રીગુસાંઈજીના સ્વકૃત શ્રીગોવર્ધનધર માટે વિજ્ઞપ્તિ પ્રકટ કરતાં જે શબ્દો છે, તેમાં આપશ્રી આજ્ઞા કરે છે કે -

**હરેરેવ તથેચ્છાસ્તિ સર્વોદ્ધતિવિરોધિની**
**અન્યથાચાર્યવિમુખાઃ કથમેતત્પથિસ્થિતા**

અર્થાત્ આવાં કાર્યો જ્યારે જોવા મળે, જ્યાં દેખીતી રીતે અનાધિકારી પણ અધિકારપણાનો આચાર કરતો દેખાય તેમાં ભગવાન શ્રીહરિની કાંઇક વિલક્ષણ ઇચ્છા માનવી જોઇએ. અન્યથા શ્રીઆચાર્યચરણોથી વિમુખ (એટલે કે અનાધિકારી) આ માર્ગમાં ટકી જ કેમ શકે? તેથી અન્ય કોઇપણ કોણ, ક્યાં, કેવી રીતે, શું કરે છે એની ચિંતા છોડી 'હું અહિં (આ માર્ગમાં) આવી રીતે માર્ગનું આચરણ કરૂં છું કે નથી કરતોં' તેની ચિંતા કરવી જોઇએ.

**વાજિદ તુ વહી કર જો હે ઉસને તુજે કહા**
**કિયા કિસને ક્યાં કહા યે તેરા માઝરા નહીં.**

ચાલો, હવે તમારા ત્રીજા પ્રશ્નનું સમાધાન પણ મેળવીએ. કોઇ જીવને બ્રહ્મસંબંધ આપવોં કે ન આપવાથી કોઇ ન્યાય અન્યાય થઇ જાય છે. અન્યાય તો કોણ કોની સાથે કરતો હોય છે તેના ચોપડાઓ મારા કે તમારા યા તો આ સમાજનાં કરતાં વધુ સારી રીતે દંડધારક યાને કે ધર્મરાજ (યમરાજા)ને ત્યાં રાખવામાં આવે છે. Unfortunately હજું કોઇ એવી Cordless Mobile અથવા Internet System develop નથી થઇ કે ત્યાં સુધી contact કરાવી શકે, નહીંતર આપણે સંપર્ક કરી જાણી લીધું હોત કે મારા ખાતાનું present reading શું છે!

રહ્યો સવાલ બ્રહ્મસંબંધ આપવાથી કે ન આપવાથી થતા ન્યાય કે અન્યાયનો? તો આ બાબતમાં બ્રહ્મસંબંધનું નિર્દેશન કરનાર, વ્યવસ્થા આપનાર અને નિર્ણય કરનાર શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંત રહસ્ય (ષોડશગ્રંથ અંતરગત આ ગ્રંથ છે) નામનો ગ્રંથમાં આવો કોઇ ખૂલાસો મળતો નથી, સંભવ છે કે મરણદશા અને બ્રહ્મસંબંધના પરસ્પર સંબંધનો મુદ્દો સાક્ષાત્ શ્રીગોવર્ધનધરણ અને શ્રીમહાપ્રભુજીના ધ્યાન બહાર ગયો હોય! બ્રહ્મસંબંધ તે સાક્ષાત્ શ્રીગોકુલાધીશની સેવા માટેના અધિકારનો સંસ્કાર છે- નહિં કે જન્મ્યા બાદ સુખ સમૃદ્ધિનો કીમિયો કે મરણોપરાંતની સ્વર્ગ પ્રાપ્તિનો પાસપોર્ટ. કોઇપણ દૈવી જીવાત્માની આ જગતમાં લોકયાત્રા અને તે જીવાત્મા સાથે અભિન્ન રીતે જોડાયેલો તેનો બીજભાવ- તે બીજભાવના કારણે એની જન્મપત્રિકામાં સૂચવેલી શ્રીકૃષ્ણસેવામય જીવનપદ્ધતિની અનિવાર્યતા અને તે અનિવાર્યતાને સિદ્ધ કરવાનું એકમાત્ર અને અનિવાર્ય સાધન છે બ્રહ્મસંબંધ. તેથી, જેને શ્રીપ્રભુના વરણથી ભક્તિનો બીજભાવ મળ્યો હોય અને જે જીવે ભગવદ્ ઇચ્છાથી આ જગતમાં આવી પરમાત્મા શ્રીકૃષ્ણની ટહેલ સેવા





કરી શ્રીપ્રભુની ક્રીડાના પાત્ર બનવું છે- તે જીવને ભગવદ્ ઈચ્છાનુસાર તેના વરણને, વરણના કારણે તેના બીજભાવને અને બીજભાવના કારણે મળતી તેની સેવાને સિદ્ધ કરાવનાર અર્થાત્ સાક્ષાત્ શ્રીકૃષ્ણની સેવાનો અધિકાર અપાવનાર જે અલૌકિક અને આધિદૈવિક સંસ્કાર છે તે સંસ્કારનું નામ છે બ્રહ્મસંબંધ. આપે એ પ્રસિદ્ધ દોહરો તો સાંભળ્યો જ હશે-

'જાકોં રાખે સાંઈયા, માર સકે નહિ કોય,

બાલ ન બાંકો કરિ સકે, જો જગ બેરી હોય.'

તેથી જેને સેવા કરી શ્રીકૃષ્ણનિ ક્રીડાના પાત્ર આ જગતમાં બનવું છે તેને આ ભૂતળથી પાછા બોલાવી લેવાનું શ્રીપ્રભુના સેવક યમરાજનું શું સામર્થ્ય છે ?

**તે દેવસિદ્ધપરિગીતપવિત્રગાથા**

**યે સાધવઃ સમદશો ભગવત્પ્રપન્નાઃ**

**તાન્ નોપસીદત હરેર્ગદયાભિગુપ્તાન્**

**નૈષાં વયં ન ચ વયઃ પ્રભવામ દંડે.**

જે સાધુજન શ્રીભગવાનને પોતાનું ફળ અને સાધન બન્ને રીતે જાણી શ્રીપ્રભુનો આશ્રય પ્રાપ્ત કરી લે છે, તેવા શ્રીપ્રભુના શરણાગત જીવોના પવિત્ર કરનારા ચરિત્રોનું મોટા દેવતાઓ પણ ગાન કરે છે. મારા દૂતો શ્રીભગવાનની ગદા તેઓની સદૈવ રક્ષા કરતી હોય છે. તેથી તેઓની પાસે ભૂલથી પણ ન જતા કેમકે તેવા ભક્તજનોને દંડ આપવાનું સામર્થ્ય અમને અને સાક્ષાત્ કાળને પણ નથી.

બ્રહ્મસંબંધ સિદ્ધ કરાવવા માટે એક નહિં પણ હજાર **સુરેશબાવા** મથે તો પણ ન બની શકે અને આ અલૌકિક દાનને આપનાર સ્વામી, આ દ્વારના અધિપતિ દાદાજી શ્રીગોકુલેશ જેને આપવા ઈચ્છતા હોય તેની પાસે એક વખત નહીં પણ હજાર વખત **સુરેશબાવાને** જખ મારીને જવું જ પડે. ધ્યાનમાં લેશો કે દીક્ષા આપનાર ગુરુ અને દીક્ષા લેનાર શિષ્ય-બન્નેનો બુદ્ધિ પ્રેરક તો કૃષ્ણ જ છે.

**'બુદ્ધિપ્રેરકકૃષ્ણસ્ય પાદપદ્મં પ્રસીદતુ'**

રહ્યો પ્રશ્ન સદ્ગતિ કે દુર્ગતિનો - તો કોઈપણ સ્થિતિમાં શુભ-મંગળ-કલ્યાણ-અને શ્રેયરૂપ સદ્ગતિ પ્રાપ્ત કરાવનાર તો આપણા શ્રીપ્રભુનું નામ છે.

**તસ્માત્સર્વાત્મના નિત્યં શ્રીકૃષ્ણઃ શરણં મમ**

**વદદ્ભિરેવ સતતં સ્થેયમિત્યેવ મે મતિઃ**





ઉપર્યુક્ત ખુલાસો સિદ્ધાન્તની દૃષ્ટિથી આપેલ છે અને એને જ મુખ્ય પણ ગણવો જોઈએ. છતાંય આપ જાણવા માંગો છો તેથી અંગત કારણ પણ જણાવું છું તે એ કે એક વર્ષ દરમ્યાન હું મલેરિયાથી પીડિત રહેલો તો શ્રીદાદાજીની ચરણકૃપાથી જ તેમાંથી પુનર્જન્મવત્ સ્વસ્થતા મળી હતી. છતાંય આ વાત મુખ્યપણે જણાવવા માંગતો નથી. આનો નિર્દેશ એટલા માટે કરેલો છે કે કોઈપણ અતિમહત્વપૂર્ણ સ્થાને બેસી રહેલ વ્યક્તિની જેને સત્ય અને નિષ્ઠાથી કાર્ય કરવું હોય તેના માટે આક્ષેપો કરવા ખૂબજ સરળ છે, વસ્તુતઃ તે પરિસ્થિતિનો નિર્વાહ ભગવદ્કૃપાના બળે જ થઇ શકે છે!

*(શ્રીગુરૂદેવે આપણને ખૂબજ વિસ્તૃત રીતે માર્ગનો મર્મ સમજાવ્યો. વધું જાણવું હોય તો આપણે સિદ્ધાંત રહસ્યમાં આ વિષયપર શ્રીપુરૂષોત્તમજીએ પોતાની ટીકામાં સ્પષ્ટ કરી દીધું છે કે બ્રહ્મસંબંધ કોણે કરાવું અને ક્યારે, કેમ કરાવવું. શ્રીમહાપ્રભુજીએ આ માર્ગ જન-સામાન્ય માટે પ્રકટ કર્યો નથી. તેથી નામ અથવા નિવેદન કોણે ક્યારે કરાવું, તેનો નિર્ણય શ્રીમહાપ્રભુજી કરશે અને શ્રીપુરૂષોત્તમજીએ આ વિષયને ખૂબજ સ્પષ્ટ કરી સમજાવ્યું છે. તેથી આપણે શ્રીગોકુલેશ પાઠશાળામાં પ્રકટ થતાં સિદ્ધાંત રહસ્યના જૂનાં અંકોમાં આ વિષય સમજી લેવો જોઇએ. બ્રહ્મસંબંધ કેવો પવિત્ર સંસ્કાર છે, જે આપણને શ્રીકૃષ્ણની ક્રીડાનો અનુભવ કરાવે છે. અને આજે તો આ સંસ્કારને છડે-ચોક વહેંચવામાં આવે છે. જેને બ્રહ્મસંબંધ જોઇતું જોય તો આવો, આવો ફલાણી હવેલીમાં નામ નોંધાવી દ્યો. તમારૂં કલ્યાણ થશે! ના, આ માર્ગની રીત નથી. આ આપણો પુષ્ટિમાર્ગ નથી. તેથી ફરી આપણે જ્યારે પોતાના દ્વારભુત શ્રીગુરૂદેવ સન્મુખ માર્ગીય દીક્ષાનો અનુરોધ-વિનંતી કરીએ, પોતાની માટે અથવા તો પોતાના સ્વજનો માટે, ત્યારે આ વાત ધ્યાનમાં રાખવી ખૂબજ જરૂરી છે, કે આપણો માર્ગીય દીક્ષા લેવાનો પ્રયોજન શું છે? આત્મોત્કર્ષ કે પછી શ્રીપ્રભુની સેવા-ટહેલ માટે? આ પ્રશ્ન આપણે કોઇ અન્યને નહીં પણ પોતાનેજ કરીએ..)*

**શ્રીગુરુચરણના વચનામૃત પ્રશ્નોત્તરીમાંથી સાભાર**

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

*સ્વરૂપાસક્તિ એ માર્ગનો સિદ્ધાંત છે. માહાત્મ્ય વધારવું એ માર્ગનો સિદ્ધાંત નથી. અમારો તો એ આગ્રહ કે અમારા બાપદાદા દ્વારા પ્રાપ્ત થયેલ સ્વરૂપ એ અમારૂં સર્વસ્વ, એ અમારે મુખ્ય. બીજું સ્વરૂપ પધારે એ ભલે શ્રીમહાપ્રભુજીના નિધિ (સેવ્ય) હોય, પરંતુ અમે તેને મુખ્ય સ્થાન ન આપીએ. અમારા ઉપર બિરાજતા સ્વરૂપમાં ન્યૂનતા જોઇ એટલે અમારૂં બધું ધૂળમાં. અને અમે જો બીજા સ્વરૂપની સેવા કરતાં હોઇએ, ત્યારે અમારે તો એજ ભાવ કે અમારૂં સ્વરૂપ જ અમારી ટહેલ. આ બીજા સ્વરૂપે અંગીકાર કરે છે. ૧૫*

*-નિ.લી.ગો શ્રીરણછોડલાલજી મહારાજશ્રી રાજનગર (અમદાવાદ)વાળાનાં વચનામૃત.*





# માર્ગીય દીક્ષા મન્ત્ર સમજ

## આત્મનિવેદન - ૪

..ગતાંકથી આગળ

**શિષ્ય** :- ગુરુદેવ! આવી દોષની નિવૃત્તિ તો પ્રાયશ્ચિત્તાદિ કર્મ, જ્ઞાન, અને ભક્તિથી પણ થવા સંભવ છે ત્યારે **આત્મનિવેદન**ની વિશેષતા શી?

**ગુરુદેવ** :- **'અન્યથા સર્વદોષાણાં ન નિવૃત્તિઃ કથંચન'**, બીજા કોઇ પણ પ્રકારે સર્વ દોષોની નિવૃત્તિ સંભવતીજ નથી. કેમકે દોષના કારણરૂપ કર્મ, દેશ, કાલ વિદ્યમાન હોવાથિ તેની સાથે સંયોગ અને સ્પર્શ થતો રહેવાથી **સંયોગજ** અને **સ્પર્શજ** દોષોની ઉત્પત્તિનો અવશ્ય થરી જ રહવાની. પરંતુ જો **આત્મનિવેદન** કરે તો દોષમુક્ત જીવ, દેહ, આદિમાં 'આ ભગવાન્‌ના છે', એવું અનુસંધાન થતું રહેવાથી તે દેહાદિ ઉપર ભગવાન્‌ની સત્તા થઇ જાય છે, એટલે તે ભગવાન્‌ની માલેકી નીચે ચાલી ગયેલી દેહાદિ ઉપરથી પોતાની સત્તા નિવૃત્ત થઇ જવાથી **સંયોગજ** કિંવા **સ્પર્શજ** દોષો કંઇ કરી શક્તા નથી. માટે આત્મનિવેદન કરવું એજ એકમાત્ર દોષનિવૃત્તિનું સાધન છે.

### આત્મનિવેદનથી જ સર્વ દોષ નિવૃત્ત થાય છે તે વિષયમાં વિસ્તૃત વિચાર.

શ્રીમદ્‌ભાગવતમાં ભગવાને ઉદ્ધવજીને કલ્યાણના ઉપાયો ઉપદેશતાં આજ્ઞા કરી છે કે 'હે ઉદ્ધવ! મનુષ્યોનાં કલ્યાણ કરવાની ઈચ્છાથી જ્ઞાન, કર્મ અને ભક્તિ એ ત્રણ ઉપાયો મેં કહેલાં છે, ક્યાંયપણ આ ત્રણ સિવાય બીજો ઉપાય કલ્યાણ માટેનો નથી' (શ્રીભાગવત ૧૧.૨૦.૬), તેજ પ્રમાણે રાજા પ્રાચીનબર્હિષ્‌ને નારદજીએ કલ્યાણનું સ્વરૂપ અને તે શા ઉપાયથી પ્રાપ્ત થાય તે સમજાવતાં ચતુર્થ સ્કન્ધમાં કહ્યું છે કેઃ- 'દુઃખના અભાવપૂર્વક સુખની પ્રાપ્તિ થવી તે શ્રેયસ્ કહેવાય છે. પરંતુ તે કર્મમાર્ગથી પ્રાપ્ત કરી શકાતું નથી. કારણકે દુઃખની પ્રાપ્તિ પૂર્વમાં કરેલા પાપ-કર્મોથી જ થાય છે.'(શ્રીભાગવત ૬.૧.૧૧) તેથી તે કર્મો નિવૃત્ત કરવામાં આવે ત્યારે દુઃખ નિવૃત્ત થાય, પરન્તુ 'કર્મથી કર્મની આત્યન્તિક નિવૃત્તિ ક્યારે પણ થતી નથી, કારણકે કર્મના અધિકારી અવિદ્યાયુક્ત હોવાથી ધર્મશાસ્ત્રમાં અવિદ્વાન્ અધિકારી માટે પ્રાયશ્ચિત વિચારવામાં આવેલું છે. તાત્પર્ય કે દુઃખનું કારણ પણ પૂર્વનાં કર્મ, અને તેને નિવૃત્ત કરવાનું સાધન ચાન્દ્રાયણાદિ પ્રાયશ્ચિત્તાદિક પણ કર્મ. ત્યારે કીચડથી કીચડ શી રીતે પ્રક્ષાલન કરી શકાય? નજ કરી શકાય. આ પ્રકારે પ્રાયશ્ચિત્તાદિક કર્મો દોષોની આત્યન્તિકી નિવૃત્તિ કરી શક્તાં નથી એમ સિદ્ધ થયું.





હવે જ્ઞાનથી દોષ નિવૃત્તિ થઇ શકે છે કે નહિં, તે તપાસીએ. શ્રીગીતામાં અર્જુનના પ્રતિ ભગવાન્ આજ્ઞા કરે છે કે - 'હે અર્જુન્! સારી રીતે પ્રજ્વલિત થયેલો અગ્નિ જેમ કાષ્ઠોને ભસ્મ કરી નાખે છે, તેમ જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરી દે છે'.

**નહિં જ્ઞાનેન સદૃશં પવિત્રમિહ વિદ્યતે**– જ્ઞાનના સરખું પવિત્ર આ દુનિયામાં કશું પણ નથી, વગેરે વાક્યોથી જણાય છે કે જ્ઞાનની દોષોની નિવૃત્તિ થાય છે. પરંતુ જ્ઞાનથી થતી દોષનિવૃત્તિ આત્મનિવેદનથી થતી દોષનિવૃત્તિ જેવી નથી. તેમજ જ્ઞાન સંપાદન કરવામાં રહેલું કાઠિન્ય અને આત્મનિવેદનથી સિદ્ધ થતી નિર્ગુણ ભક્તિ કરવામાં રહેલું સારલ્ય તપાસતાં આત્મનિવેદન કરી દોષ નિવૃત્તિ કરવામાં જ શ્રેય સમાયેલું છે. તે આ પ્રકારે. શ્રીભાગવતના ષષ્ઠ સ્કન્ધમાં શ્રીશુકદેવજી રાજા પરીક્ષિતને બોધ કરે છે કે 'હે રાજન્! જે વ્યક્તિ કેવલ પથ્ય આહાર કરે છે તેને રોગાદિક દબાવી શક્તા નથી, અર્થાત્ પથ્ય આહારાદિક સેવનાર જેમ આરોગ્યનો અધિકારી બને છે, તેજ પ્રમાણે હંમેશા નિયમ પાલન કરનાર વ્યક્તિ ધીરે ધીરે તત્ત્વજ્ઞાનનો અધિકારી બને છે.૧૧' 'અગ્નિ જેમ વાંસના સમૂહને ભસ્મ કરી નાખે છે તેજ પ્રમાણે ધર્મજ્ઞ ધીર પુરુષ શ્રદ્ધાન્વિત થઇને તપસ્યા, બ્રહ્મચર્ય, શમ, દમ, દાન, સત્ય, શૌચ, યમ તથા નિયમનું પાલન કરીને કાયિક, વાચિક, તથા માનસિક પાપને પણ દૂર કરી શકે છે. ૧૨, ૧૩.' અહીં એકાદશમાં શ્લોકમાં પથ્ય ખાનારનું દૃષ્ટાન્ત આપીને નિયમથી રહેનારને ધીરે ધીરે જ્ઞાનપ્રાપ્તિ બતાવી છે. ત્યાર પછી બારમાં શ્લોકમાં જ્ઞાન પ્રાપ્તિ માટે તપસ્યાદિ સાધનોનો ઉપદેશ કરી તેરમાં શ્લોકમાં પાપ નાશ થવાનું લખ્યું છે. અત્રે શ્રીધર સ્વામી (અન્યામર્ગીય વિદ્વાન સંત) તપ આદિની વ્યાખ્યા કરતાં કહે છે કે 'મન અને ઈન્દ્રિયની એકાગ્રતા એ પરમ તપ છે.' એ સ્મૃતિ વચનથી 'એકાગ્રતાનું નામ **તપ** છે. સ્ત્રીનું સ્મરણ કરવું, તેની વાતો કરવી, તેની સાથે ક્રીડા કરવી, તેની સામું જોવું, એકાન્તમાં તેની સાથે વાતો કરવી, તેને મળવાનો નિશ્ચય કરવો, અને કામની નિવૃત્તિ કરવી આ અષ્ટાંગમૈથુનથી વિપરીત તે **બ્રહ્મચર્ય**, મનોનિગ્રહ તે શમ, બાહ્ય ઈન્દ્રિયોનો નિગ્રહ તે **દમ**, દાન દેવું તે **ત્યાગ**, સત્ય ભાષણ કરવું તે **સત્ય**, દેહાદિકની અશુદ્ધિ નિવૃત્ત કરનાર આચાર તે **શૌચ**, અહિંસાદિક તે **યમ** અને જપાદિક તે **નિયમ**.'

બ્રહ્મચર્ય પાલન કરનાર પુરુષ માટે આઠ પ્રકારના મૈથુનથી સર્વદા દૂર રહેવું. તોજ બ્રહ્મચર્ય રહી શકે છે. જેમકે સ્ત્રીનું સ્મરણ કરવું, તેની વાતો કરવી, તેની સાથે ક્રીડા કરવી, તેની સામું જોવું, એકાન્તમાં તેની સાથે વાતો કરવી, તેને મળવાનો નિશ્ચય કરવો, અને કામની નિવૃત્તિ કરવી આ આઠ પ્રકારની ક્રીયાને અષ્ટાંગમૈથુન કહેવાય છે, તેથી બ્રહ્મચર્ય પાલન કરનાર પુરુષ સર્વદા અષ્ટાંગમૈથુનથી વર્જિત રહે, દૂર રહે.

આ પ્રકારે બહુ કાલપર્યન્ત તપ આદિ સાધનોનું અનુષ્ઠાન કરવામાં આવે ત્યારે જ્ઞાનથી દોષ નિવૃત્ત થાય, પરંતુ આજના કાળમાં સમયમાં ઉપર્યુક્ત સાધનો થવાં ઘણાં જ કઠિન છે, એટલે કે સાધનોજ ન બની શકે, ત્યારે તે સાધનોથી સિદ્ધ થનારૂં જ્ઞાન તો ક્યાંથી જ મળી શકે ? ત્યારે જ્ઞાનથી દોષનિવૃત્તિ કરવાની વાત પણ ક્યાં રહી ? આમ જ્ઞાનથી પણ દોષોની નિવૃત્તિ થઇ શક્તી નથી, એ બતાવ્યું. વળી, જ્ઞાન માટે ક્લેશ ઉઠાવનારને જ્ઞાન મળતું નથી, કેવળ ક્લેશ જ મળે છે, આ વિષયને બ્રહ્મસ્તુતિમાં કહ્યું છે કે :-

**શ્રેય:સ્રુતિં ભક્તિમુદસ્ય તે વિભો ક્લિશ્યન્તિ યે કેવલબોધલબ્ધયે ।**
**તેપામસૌ ક્લેશલ એવ શિષ્યતે નાન્યદ્યથા સ્થૂલનુપાબધાતિનામ્ ।। ભા. ૧૦.૧૪.૪**

અર્થ :- 'હે વિભો ! જે લોકો કલ્યાણકારિણી આપની ભક્તિને છોડીને કેવલ જ્ઞાન પ્રાપ્તિ માટે ક્લેશ સહન કરે છે તેના હાથમાં ક્લેશ જ આવે છે, બીજું કશું પણ નહિં. જેમ કમોદનાં જાડાં ફોતરાં (ચોખા કાઢી લીધેલા હોવાથી) ખાંડનારને ખાંડવાની મહેનત સિવાય બીજું કશું હાથ લાગતું નથી તેમ.' તે છતાં ઘણાં કષ્ટથી જ્ઞાન પ્રાપ્ત કરે તો પણ તે શુષ્ક જ્ઞાનીને ભગવાન્‌ના ભજનાદિક સાથે કંઇ સંબંધ ન હોવાથી જ્ઞાનપ્રભાવથી પ્રાપ્ત કરેલા ઉચ્ચ સ્થાનથી પણ તે પાછો નીચે પડે છે. તે બાબત ગર્ભસ્તુતિમાં બ્રહ્માદિક દેવતાઓએ ભગવાનની સ્તુતિ કરતાં કહેલ છે કે-

**યેન્યેરવિન્દાક્ષ વિંમુક્તમાનિનસ્ત્વય્યસ્તભાવાદવિશુદ્ધબુદ્ધય: ।**
**આરુહ્ય કૃચ્છ્રેણ પરં પદં તત: પતન્ત્યધોનાદ્દતયુષ્મદઙ્ઘ્રય: ।। ભા.૧૦.૨.૩૨**

અર્થ :- 'ભક્તિમાર્ગીયથી અન્ય જે શુષ્કજ્ઞાનીઓ 'અમો મુક્ત છીએ' એમ માનનારા પણ વસ્તુત: મુક્ત થયા નથી, અને આપમાં ભાવરહિત હોવાથી જેઓની બુદ્ધિ પણ વિશુદ્ધ બની નથી તેવાઓ મહા મુસીબતે પરમ પદ ઉપર ચઢીને પણ પાછા નીચે પડે છે, કારણકે આપના ચરણકમલનો તેઓએ આદર કરેલો નથી.' આ બધા સંદર્ભથી પણ સિદ્ધ થાય છે કે કેવલ જ્ઞાન પણ શ્રેયને દુ:ખાભાવપૂર્વક સુખને સિદ્ધ કરી શક્તુ નથી, એટલે જ્ઞાનમાર્ગથી પણ દોષોની આત્યન્તિકી નિવૃત્તિ થઇ શક્તી નથી. તેથી સુખસાધ્ય ભક્તિમાર્ગ જ શ્રેષ્ઠ છે. અને આજના સમયમાં વિશેષે કરીને તે જ અવલમ્બન કરવા યોગ્ય છે. કારણકે જેને પૂર્ણ વૈરાગ્ય હોય તેજ જ્ઞાનનો અધિકારી પણ નથી, તેવો પુરુષ ભક્તિમાર્ગનો અધિકારી બને છે. આ પ્રકારે જ્ઞાનમાર્ગ તેમજ ભક્તિમાર્ગના અધિકારીનું સ્વરૂપ સમજાયા પછી પણ વિચાર કરવાથી જણાશે કે આજના સમયમાં તેવા જીવો ઘણા છે કે જેઓને અત્યન્ત વૈરાગ્ય પણ પ્રાપ્ત થયેલું નથી, તેમ સંસારમાં ઘણા રચ્યા પચ્યા પણ રહેતા નથી. માટે કલિકાલમાં જીવોના કલ્યાણ માટે એક ભક્તિમાર્ગ જ આશ્રયણીય છે, જ્ઞાનાદિ માર્ગો નહિ.





જ્ઞાનમાર્ગ, કર્મમાર્ગ, તથા ભક્તિમાર્ગ કેવાઓને ફળે છે તે બાબતમાં શ્રીભાગવતના એકાદશ સ્કન્ધમાં જ્ઞાની ભક્ત ઉદ્ધવજીને ભગવાન્ આજ્ઞા કરે છે કે 'હે ઉદ્ધવ! કર્મનું ફળ દુઃખરૂપ છે, એમ માનીને કર્મથી વિરાગ પામેલા, અને તેથી જ કર્મોનો ત્યાગ કરીને-તેના ફળનો ત્યાગ કરીને-નિષ્કામ કર્મ કરનારા એવા પુરુષોને જ્ઞાનમાર્ગ ફલપ્રદ થાય છે, અને કર્મના ફળને સુખરૂપ માનીને કર્મથી વિરાગ ન પામેલા કામનાયુક્ત એવા પુરુષોને કર્મમાર્ગ ફલપ્રદ બને છે, અને જેને ભગવદિચ્છાથી મારી (ભગવાન શ્રીકૃષ્ણની) અમૃતમયી કથા વગેરેમાં શ્રદ્ધા ઉત્પન્ન થઇ ચૂકી છે, અને કર્માદિક ન કરવાં એવા વિચારવાળા પણ નથી, તેમ કર્મના ફળમાં આસક્તિવાળા પણ નથી તેવા પુરુષને ભક્તિમાર્ગ ફલપ્રદ થાય છે'.ભા.૧૧.૨૦.૭, ૮. આ ભગવદ્વાક્યથી પણ કલિકાલમાં ભક્તિમાર્ગમાં જ સર્વથા આશ્રણીય છે, એમ સિદ્ધ થાય છે. તે ભક્તિમાર્ગથી સર્વ દોષોની નિવૃત્તિ થઇ જાય છે તે બાબત પ્રથમ કહી આવ્યા છીએ છતાં તે બાબતમાં શ્રીમદ્ ભાગવત વચન પણ આપીએ છીએ.

**કેચિત્કેવલયા ભક્ત્યા વાસુદેવપરાયણાઃ ।**
**અઘં ધુન્વન્તિ કાર્ત્સ્યેન નીહારમિવ ભાસ્કરઃ ।। ભા. ૬.૧.૧૫**

અર્થ :- હે રાજન્! વાસુદેવપરાયણ- શ્રીકૃષ્ણનેજ સાધન અને ફળ માનનારા-કોઇ વિરલા ભગવદીયો (ભગવત્ માર્ગને અનુસરનારા તે, નહીં કે આજકાલના કહેવાતા પ.ભ.) સૂર્ય જેમ ઝાકળનો સર્વાંશે નાશ કરી નાખે છે તેમ પોતાનાં પાપોને સંપૂર્ણપણે નાશ કરી નાખે છે. પરંતુ આવા ભગવાન્ ઉપરજ ભરોંસો રાખનારા ભગવદીયો દુનિયામાં થોડા છે, તેથી શ્લોકમાં **કેચિત્** એ પદ મૂકવામાં આવ્યું છે. જ્ઞાન વડે પાપ નાશ કરવામાં તપ વગેરે નવ સાધનોની આવશ્યક્તા પડે છે, તેમ ભક્તિ વડે પાપ નાશ કરવામાં ભક્તિથી ઇતર કોઇ સાધનની આવશ્યક્તા પડતી નથી, એવું જણાવવા ભક્તિનું વિશેષણ **કેવલયા** એવું આપ્યું છે. અત્રે જ્ઞાનથી થતા પાપનાશમાં અગ્નિ અને વાસની ઝાડીનું દૃષ્ટાંત આપ્યું છે, અને ભક્તિથી થતાં પાપ નાશમાં સૂર્ય અને ઝાકળનું દૃષ્ટાન્ત આપેલું છે, તેનું તાત્પર્ય એવું છે કે અગ્નિથી આખું વાંસનું જંગલ ભસ્મ થઇ જાય છે છતાં જેમ તેની ભસ્મ-કોલસા વગેરે-તો બાકી રહેજ છે, તેથી ફરીથી ઉગવાનો તેનો સંભવ પણ રહે છે, તેજ પ્રકારે જ્ઞાનથી આગળ ઝાકળનું જેમ નામનિશાન પણ રહેતું નથી, તેમ ભક્તિથી પાપનાશ થયા પછી ફરીને પાપ ઉદય સંભવતો નથી. ભક્તિથી પાપની-દોષની-નિવૃત્તિ જે પ્રકારે થાય છે તે પ્રકારની પાપ-નિવૃત્તિ તપ આદિ કોઇ પણ સાધનોથી થતી નથી. તે બાબતમાં શ્રીમદ્ ભાગવતમાં શ્રીશુક ભગવાનને રાજા પરીક્ષિત્‌ને બહુ સારી રીતે સમજાવ્યું છે, તે આ પ્રકારે-

**ન તથા હ્યઘવાન્ રાજન્ પૂયેત્ તપ આદિભિઃ ।**
**યથા કૃષ્ણાર્પિતપ્રાણસ્તત્પૂરુષનિષેવયા ।।**





'હે રાજન્! શ્રીકૃષ્ણમાં જેણે પોતાનાં પ્રાણ અર્પણ કરેલાં છે, તેવા ભક્ત ભગવદીયોની સેવા કરવાથી જે પ્રકારે પવિત્ર થાય છે તે પ્રકારે પાપી મનુષ્ય તપ વગેરે સાધનોથી પવિત્ર થઇ શક્તો નથી.'

**સધ્રીચીનો હ્યયં લોકે પન્થાઃ ક્ષેમોકુતોભયઃ ।**

**સુશીલાઃ સાધવો યત્ર નારાયણપરાયણાઃ ।।**

દુનિયામાં આ ભક્તિમાર્ગ જ અત્યન્ત સારો છે. કારણકે તે અકુતોભય છે. એટલે કે તેમાં ક્યાંયથી પણ ભય આવવાનો સંભવ નથી, તેમ આનન્દરૂપ છે. એટલા માટે જ સદાચરણી સાધુપુરુષો નારાયણપરાયણ બનીને ભક્તિમાર્ગમાં સ્થિતિ કરે છે.

**પ્રાયશ્ચિત્તાનિ ચીર્ણાનિ નારાયણપરાંમુખમ્ ।।**

**ન નિષ્પુનન્તિ રાજેન્દ્ર સુામુક્ભમિવાપગાઃ ।।**

'હે રાજેન્દ્ર! જેમ મદિરાના ઘડાને કોઇ પણ નદી-પછી તે ગંગા હોય કે નર્મદા-પવિત્ર કરી શક્તિ નથી, તેમ ગમે તેટલા પ્રાયશ્ચિત્તો કરવામાં આવે પણ નારાયણથી પરાંમુખ પુરુષને તે પવિત્ર કરી શક્તા નથી.'

**સકૃન્મનઃ કૃષ્ણપદારવિન્દયોર્નિવેશિતં તદ્‌ગુણરાગિ યૈરિહ ।**

**ન તે યમં પાશભૃતશ્ચ તદ્‌ભટાન્ સ્વપ્નેપિ પશ્યન્તિ હિ ચીર્ણનિષ્કૃતાઃ ।।**

'જે મનુષ્યોએ આ લોકમાં શ્રીકૃષ્ણના ગુણોમાં પ્રેમ રાખતું એવું પોતાનું મન એક વખત પણ શ્રીકૃષ્ણના ચરણકમલમાં લગાવી દીધું છે તેવાં પુરુષો સ્વપ્નમાં પણ યમરાજ અથવા તેના દૂતોને જોતા નથી, કારણકે શ્રીકૃષ્ણના શ્રીચરણકમલમાં મન લગાડવાથી તેનાં બધઅં પ્રાયશ્ચિત થઇ ચૂક્યાં છે.'

આ સંપૂર્ણ કથનનો અભિપ્રાય એવો છે કે ભક્તિથી જ સર્વ દોષોની નિવૃત્તિ બરોબર થાય છે, અન્યથી નહિં. માટે શ્રીશુકદેવજીના મતાનુસાર પણ આ કલિમાં ભક્તિમાર્ગ જ અવલંબનીય છે. તે ભક્તિ, શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વન્દન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એમ નવ પ્રકારની છે. આ નવેય પ્રકારની ભક્તિ પ્રભુમાં આપણો સ્નેહ ન થયો હોય તે દરમ્યાન કરવામાં આવતી સાધનરૂપ કહેવાય છે. અને સ્નેહ ઉદય થયા પછી કરવામાં આવતી ફલરૂપ કહેવાય છે.

(...ક્રમશઃ)

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

**અંતઃકરણનો સંતોષ એ ધર્મનું ફલ છે. તે વિના ધર્મ શ્રમ છે.** (શ્રીસુબોધિનીજી ૧.૪.૨૬)

# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

છેલ્લા ઘણાં મહીનાઓથી આપણે આ ગ્રંથને ભણી રહ્યાં હતાં. અને ગતાંકમાં આ ગ્રંથ પૂર્ણ થયો. છતાં આપણે તે આ ગ્રંથનું અનુસંધાન કરવું ખૂબજ જરૂરી છે. ૮૪, ૨૫૨ વૈષ્ણવોની વાર્તામાં આપણને આ ગ્રંથનું અનુસંધાન ક્યાં અને કેવી રીતે થાય છે, હવે આપણે તે સમજવાનો પ્રયાસ કરીશું.

જેમ આપણે જાણીએ છીએ કે આ સિદ્ધાંત રહસ્ય ગ્રંથ શ્રીમહાપ્રભુજી વિરચિત ષોડશગ્રંથ (૧૬ ગ્રંથો)ના સમુહમાંનો એક ગ્રંથ છે. આ ૧૬ ગ્રંથો પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ એમ ચાર રૂપે વર્ગીકરણ કરવામાં આવ્યો છે. અને આ સિદ્ધાંત રહસ્ય ગ્રંથ તે ફલરૂપાર્થ ગ્રંથ છે. કારણકે આ ગ્રંથમાં શ્રીમહાપ્રભુજીએ આપણા જેવા દોષે ભરેલા જીવોના ઉદ્ધાર કેરી રીતે થશે, તેનું સ્મરણ કરાવે છે. ચાલો, આપણે આ ગ્રંથનું અનુસંધાન કરીએ. આ ગ્રંથ ષોડશગ્રંથોમાં પાંચમાં ક્રમાંકે આવે છે.

| | |
|---|---|
| ગ્રન્થનું નામ :- | -સિદ્ધાંત રહસ્ય |
| શ્રીમહાપ્રભુજીના શ્રીઅંગનું સ્વરૂપ:- | -દક્ષિણ ચરણ |
| શ્લોક સંખ્યા:- | -૮.૧/૨ (સાડા આઠ શ્લોક) |
| રચના કાલ સંવત્:- | -સંવત્ ૧૫૪૯ |
| રચના સ્થળ:- | -શ્રીમદ્ ગોકુલ |
| વર્ણિત વિષય :- | -બ્રહ્મસંબંધ આજ્ઞા (નામ-નિવેદન) |
| કયા ભગવદીય માટે આ ગ્રંથ પ્રકટ કર્યો:- | -દામોદરદાસ હરસાની |
| પુષ્ટિભક્તિનું અંગ :- | -સર્વસ્વ સમર્પણ |

આમ આ ગ્રંથને આપણે આ સામાન્ય રીતે આવી રીતે એક પૂર્વાગ્રહ પ્રાપ્ત થાય છે. આ ગ્રંથ આમ તો સર્વ સામાન્ય સેવક-વૈષ્ણવો માટે પ્રકટ કર્યો છે, પણ તેના નિમિત્ત શ્રીમહાપ્રભુજીના પ્રથમ સેવક એટલે કે દામોદરદાસ હરસાની છે, જેમને શ્રીમહાપ્રભુજી દમલા કહીને બોલાવતાં. ચાલો, આપણે આ ગ્રંથને એક વિહંગાવલોકન મેળવીએ કે આ ગ્રંથમાં શું શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરવા માંગે છે.

# -: સિદ્ધાંત રહસ્ય :-

ગ્રંથની ઐતિહાસિકતા અને ભગવદાજ્ઞાનું નિરુપણ

સાક્ષાત્ ભગવદ્ આજ્ઞારૂપ સિદ્ધાંત રહસ્ય

બ્રહ્મસંબંધથી સર્વદોષોની સેવામાં બાધકતાનું નિષેધરૂપ ભગવદ્ વચન

બ્રહ્મસંબંધી જીવના કર્તવ્યનું નિરુપણ
૧. અસમર્પિત ત્યાગ
૨. સમર્પિતનોજ ભોગ
૩. સામિભુક્તના સમર્પણનો નિષેધ

દાન અને સમર્પણ દ્વારા દત્તાપહાર દોષનું નિરાકરણ

સર્વ વસ્તુઓનું ભગવત્-સમર્પણ કરવાથી તેમની નિર્દોષતા. શ્રીગંગાજીના ઉદાહરણ દ્વારા આનું નિરુપણ

ઉપરોક્ત એક વિહંગાવલોકન કરતાં આપણને આ ગ્રંથનો સાર પ્રાપ્ત થાય છે. શ્રીમહાપ્રભુજીની ચિંતા કે જીવ દોષયુક્ત હોવાથી શ્રીપ્રભુ નિર્દોષ છે, તો સંબંધ કેમ થાય? ત્યારે શ્રીપ્રભુ સાક્ષાત્ પધારીને બ્રહ્મસંબંધની આજ્ઞા શ્રીમહાપ્રભુજીને કરે છે, અને આપશ્રી આજ્ઞા કરે છે કે જીવને બ્રહ્મસંબંધ કરાવો અને સર્વદોષ નિવૃત્ત થઇ જશે.

શ્રીમહાપ્રભુજી આ ગ્રંથ પ્રકટ કરે છે, અને પ્રતિજ્ઞા કરે છે કે જે શ્રીપ્રભુએ મને આજ્ઞા કરી છે, તે હું આ ગ્રંથમાં અક્ષરશઃ પ્રકટ કરી રહ્યોં છું. શ્રીમહાપ્રભુજી સેવામાં આવતા સર્વદોષોની સેવામાં બાધકતાં છે, તેના નિષેધરૂપે જે ભગવાનના વચન પ્રકટ થયાં તેનું પ્રતિપાદન શ્રીમહાપ્રભુજી કરી રહ્યાં છે. સાથેજ જ્યારે જીવ શ્રીમહાપ્રભુજી પાસે બ્રહ્મસંબંધ લે છે, ત્યાર બાદ તે જીવનું કર્તવ્ય ૩ પ્રકારે નિરુપણ કરે છે, અસમર્પિત ત્યાગ, સમર્પિતનો જ ઉપભોગ, સામિભુક્ત (અર્ધભુક્ત)નો સમર્પણમાં નિષેધ. ઘણાંને શંકા થાય કે સમર્પણ તે દત્તપહારનું જે વચન શ્રીમદ્ ભાગવતમાં આવે છે, તે દાન સમાન છે, તેનો પોતાના માટે ફરી ઉપભોગ ના થઇ શકે. કારણકે શ્રીપ્રભુ શ્રીમદ્ ભાગવતમાં દત્તાપહાર ને સમજાવતાં કહે છે, કે જેમ દીવો શ્રીપ્રભુને માટે પ્રગટાવ્યો હોય તો તેનો પ્રકાશ પણ પોતાના માટે ઉપયોગમાં ન લેવાય, તે દોષ છે. પણ શ્રીમહાપ્રભુજી આપણને આજ્ઞા કરે છે કે ના, આપણા માર્ગમાં આવું નથી, કારણકે આપણે તો





પોતાના શ્રીપ્રભુને સર્વ સમર્પણ કરીએ છીએ. તેથી દોષ બનતો નથી. એમ પણ શ્રીમહાપ્રભુજી આપણને આજ્ઞા કરે છે કે દરેક વસ્તુમાં દોષ હોય છે, પણ જ્યારે તે વસ્તુ સર્વ પ્રથમ શ્રીપ્રભુને સમર્પણ કરવામાં આવે ત્યારે તે વસ્તુમાં રહેલ દોષ નાશ પામે છે, અને નિર્દોષ બને છે, જેમ શ્રીમહાપ્રભુજી શ્રીગંગાજીનું ઉદાહરણ અંતમાં દઇ રહ્યાં છે કે જેમ મલીન જળ શ્રીગંગાજીમાં પ્રવેશ પામે છે ત્યારે તે ગંદા નાલાનું મલીન જળ ન રહેતાં તે ગંગાજળ બની જાય છે. અને સર્વદોષ શ્રીપ્રભુ નિવૃત્ત કરે છે.

સિદ્ધાંત રહસ્ય ગ્રંથનું આ એક વિલક્ષણ સ્વરૂપ છે. શ્રીમહાપ્રભુજી દૈવી જીવો માટે કેટલો ઉદ્યમ કર્યો છે (દૈવોદ્ધાર-પ્રયત્નાત્મા), તે આપણને આ ગ્રંથ દ્વારા સમજી શકાય. તેથી આપણે પણ એક જીવ, સેવક-વૈષ્ણવ તરીકે શ્રીમહાપ્રભુજીના ઉદ્યમને વ્યર્થ ન જવા દઇએ અને આપશ્રી દ્વારા પ્રકટીત પુષ્ટિમાર્ગને શ્રીમહાપ્રભુજીની આજ્ઞાનુસાર સમજીએ, જીવીએ. નહીં કે આજના મન:કલ્પિત પ્રકારે.

ચાલો, હવે આપણે એવા સેવક-વૈષ્ણવોના ચરિત્રોનું સ્મરણ કરીએ કે જેમને આ ગ્રંથમાં પ્રકટિત પ્રકારે શ્રીમહાપ્રભુજીની આજ્ઞાનુસાર, શ્રીમહાપ્રભુજીના માર્ગાનુસાર પોતાનું પુષ્ટિમાર્ગીય જીવ તરીકે જીવન વ્યતિત કર્યું.

આપણે સૌ જાણીએ છીએ કે શ્રાવણ સુદી એકાદશીની મધ્યરાત્રીએ, શ્રીપ્રભુથી છૂટા પડેલા જીવોને સહસ્ર વર્ષો વિતી ગયા, તેવાં દૈવી જીવો, પોતાના લૌકિકજીવનથી નિરાંતની નિંદ્રામાં વ્યસ્ત છે, આવા સમયે શ્રીમદ્ ગોકુલમાં ગોવિંદઘાટ પર છોકરના વૃક્ષના ચોતરા પર અનિન્દ્રિત અવસ્થામાં **દૈવોદ્ધારપ્રયત્નાત્મા** શ્રીમહાપ્રભુજી, સંસારમાં અટવાયેલા દૈવીજીવોના ઉદ્ધાર માટે ચિંતાતુર છે. 'શ્રીમહાપ્રભુજી ચિંતાતુર છે, ચિંતા ઉપજી રહી છે. જે શ્રીઠાકોરજીની આજ્ઞા છે કે જો દૈવીજીવોને શ્રીપ્રભુ સાથે સંબંધ કરાવો. તેથી શ્રીમહાપ્રભુજીને મનમાં વિચાર આવે છે કે જીવ તો દોષ સહિત છે, અને શ્રીપુરુષોત્તમ શ્રીપ્રભુ તો ગુણનિધાન છે, નિર્દોષ છે, તેથી આવો સંબંધ કેમ થાય? તેવી ચિંતા શ્રીમહાપ્રભુજીને ઉપજી, તેથી અત્યંત આતુર-વ્યાકુલ બને છે. તેજ સમયે શ્રીઠાકોરજી તત્કાલ સાક્ષાત્ પ્રકટ થઇને શ્રીમહાપ્રભુજી પાસે પધારીને આજ્ઞા કરીકે જો-તમે ચિંતાતુર કેમ છો? ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે, જે-જીવનું સ્વરૂપ તો આપ જાણોજ છો, તે તો દોષવંત છે. તો આપશ્રીની જોડે સંબંધ આવા જીવોનો કેવી રીતે થાય? ત્યારે શ્રીઠાકોરજીએ આજ્ઞા કરી કે તમે જે જીવને નામ દેશો, તે જીવના સકલ દોષ નિવૃત્ત થશે, અને તમે એવા જીવોનો અંગીકાર કરો.





એ વખતે પ્રકટ થયેલા શ્રીપુરુષોત્તમે, પોતાની અને દૈવીજીવની વચ્ચે મધ્યસ્થ રહેલાં શ્રીવલ્લભને જોયાં, ત્યારે શ્રીપ્રભુએ, અનાદિ કાલથી ક્યારેય ન કરેલ એવો સદોષ દૈવી જીવોનો અંગીકાર કરવાનો ઘાટાનો સોદો શ્રીઆચાર્યજી સાથે કર્યો. તદનુસાર, શ્રીવલ્લભ જે જીવને અંગીકાર કરાવશે તે જિવને શ્રીપ્રભુ ક્યારેય નહીં છોડે અને જીવના દોષ એને સેવામાં બાધક નહીં થાય. શ્રીપ્રભુ એની સેવા અંગીકાર કરશે. શ્રીઠાકોરજીને એ જગાડશે ત્યારે શ્રીજી જાગશે, ખવડાવશે ત્યારે અરોગશે, સુવડાવશે ત્યારે પોઢશે. સર્વ સમર્થ વ્રજનો ઠાકુર, નિવેદિતાત્મા જીવોના માથે નિ:સાધનવત્ થઈને બિરાજે છે. સિદ્ધાંત રહસ્ય ગ્રંથનું વિલક્ષણ રહસ્ય એ છે કે, **બ્રહ્મસંબંધકરણાત્** કહીને સૌથી પહેલાં તો શ્રીઠાકોરજી પોતેજ સમર્પિત થઈ જાય છે. હસ્તમેળાપ વખતે વર પોતાના હાથ કન્યા પ્રતિ પહેલાં લંબાવે છે, પછી કન્યા એ હાથ ઉપર પોતાનો હાથ ધરે છે. બ્રહ્મસંબંધમાં આવી પરસ્પર સમર્પિત થવાની નાજુક ભાવના છે. તેથી તો, શ્રીપ્રભુનો પુંભાવ અને ગૂઢ સ્ત્રીભાવ પુષ્ટિભક્તના સ્ત્રીભાવ અને ગૂઢ પુંભાવ સાથે મૃદુલતાથી વિલસી શકે છે.

જ્યારે આ પ્રસંગ બને છે, તે સમયે દામોદરદાસ હરસાની નેક દૂર સૂઈ રહ્યાં હતા. તેથી જ્યારે શ્રીપ્રભુ પાછા પધારી જાય છે, ત્યારબાદ શ્રીમહાપ્રભુજી દામોદરદાસને આજ્ઞા કરે છે કે, ‘જે દમલા ! તેં કશું સાંભળ્યું’ ? ત્યારે દામોદરદાસએ વિનંતી કરી, ‘જો-મહારાજ ! મેં શ્રીઠાકોરજીના વચન સાંભળ્યા તો છે, પણ કશું સમજ્યો નથી.’ દામોદરદાસને શ્રીમહાપ્રભુજી સ્વસુખથી સ્વયં કહે, એવો આવેશ છે, તેથી સ્વામિનો ઉત્સાહ તિરોહિત ન થાય અને દાસભાવ જળવાઈ રહે, અને એક સેવક માટે તેજ યોગ્ય છે કે તે માર્ગનો મર્મ, શાસ્ત્રની વાતો તો પોતાના શ્રીગુરુજીના શ્રીમુખેજ સ્વસુખે (પોતાના શ્રીગુરુદેવના પોતે સુખે) જ્યારે કહે, તોજ સમજાય. સિદ્ધાંત રહસ્ય ગ્રંથમાં શ્રીમહાપ્રભુજીએ અનેકવિધ નૂતન રહસ્યોને પ્રગટ કરે છે. જેની ઝાંખી આપણને દામોદરદાસ હરસાનીજીની વાર્તામાં થાય છે.

શ્રીઠાકોરજીએ, દૈવીજીવોના ઉદ્ધારાર્થ શ્રીમહાપ્રભુજીએ ગદ્યમંત્રનું દાન મંત્રની ભાવનાઓ સાથે કર્યું છે. એ સર્વભાવનાઓ સિદ્ધાંત રહસ્ય ગ્રંથમાં અભિરમે છે. ‘સાક્ષાદ્‌ભગવતા પ્રોક્તં તદક્ષરશઃ ઉચ્યતે’, પંચાક્ષર મંત્ર દ્વારા આત્મનિવેદન અને ગદ્યમંત્ર દ્વારા વિયોગાગ્નિના સ્મરણપૂર્વક, આત્મીય સર્વ પદાર્થોના સમર્પણથી, બ્રહ્મસંબંધની ભાવના અભિવ્યક્તિ થાય છે.

ગદ્યમંત્રાર્થ એમ છે કે હજારો વર્ષોથી, શ્રીપ્રભુથી વિખૂટા પડેલા જીવને ભગવદ્વિયોગ જનિત તાપક્લેશ-આનંદનો તિરોભાવ થયો હોવાથી, તે તાપનો પુનઃ આવિર્ભાવ કરવા, બ્રહ્મસંબંધરૂપી

વિપ્રયોગની દીક્ષા શ્રીમહાપ્રભુજીએ આપી છે. સેવામાં શ્રીપ્રભુની સન્મુખ થવાથી અને સર્વ અવસ્થાઓમાં શ્રીપ્રભુને સમર્પિત રહેવાથી, શ્રીપ્રભુમાં સ્નેહ જાગૃત થાય છે. અનોસરમાં એ સ્નેહના કારણે વિરહ થાય છે. શ્રીમહાપ્રભુજીના આવા ગૂઢતમ સિદ્ધાંતનું રહસ્ય પ્રકટ કરવા તો દામોદરદાસજી શ્રીગુસાંઈજીને વિનંતી કરે છે કે, 'જો-મહારાજ! આપણો આ માર્ગ નિશ્ચિંતતાનો નથી! આ માર્ગતો અત્યંત કષ્ટ, આતુરતા, તાપ-ભાવનો, દુઃખથી હય છે.'

આ આપણા માર્ગનો એક સિદ્ધાંત છે કે જ્યારે માર્ગ વિરુદ્ધ કાર્ય જોવામાં આવે ત્યારે પોતાના શ્રીગુરુદેવને પણ વિનમ્રભાવે નિવેદન કરાય કે આ માર્ગ નિશ્ચિંતતાનો નથી, અત્યંત કષ્ટ, આતુરતા, તાપ-ભાવનો, દુઃખથી હય છે.

શ્રીમહાપ્રભુજી દામોરદાસજીને સંબોધીને સમસ્ત દૈવીજીવોને નિરંતર આજ્ઞા કરતાં રહે છે, 'આ મારગ દમલા, તારા માટે પ્રકટ કર્યો છે. અને માર્ગનો સર્વ સિદ્ધાંત, ભગવદ્‌લીલા રહસ્ય, શ્રીમહાપ્રભુજીએ દામોદરદાસજીના હૃદયમાં સ્થાપ્યો.' આ પુષ્ટિમાર્ગીય દૈવીજીવના આધિદૈવિક (મૂલભૂત) દામોદરદાસજી છે. દામોદરદાસજીથી અતિરિક્ત અન્ય પુષ્ટિજીવોને દાસાનુદાસ ભાવ જ શોભે. શ્રીપ્રભુ જેમ શ્રીમદ્ ભાગવતમાં આજ્ઞા કરે છે કે હુ સદૈવ મારા ભક્તોના હૃદયમાં નિવાસ કરું છું, અને તે ભક્તોને જે સેવે છે, તેમના પર હું સદા અનુગ્રહ કરું છું. મારા ભક્તોને મારાથી પણ વધું જાણજે. મારાથી અધિક જાણજે...આ ગ્રંથમાં દાસાનુદાસના ભાવનું ઉદ્‌બોધન કરે છે. તેથી વાર્તામાં પણ આવે છે કે 'આ પ્રકારે દામોદરદાસજીની ભક્તિ કરીને જીવમાં ભક્તિ વધી છે'. શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંતનું આ રહસ્ય છે.

વાર્તામાં આવે છે કે 'દમલા તે અમલા', અને સિદ્ધાંત રહસ્ય ગ્રંથમાં આવે છે કે 'શ્રાવણસ્ય અમલે પક્ષે', અમલ અને અમલા પક્ષનું સૂક્ષ્મ તારતમ્ય વાર્તાથી સમજીએ, 'જો આ ભક્તિમાર્ગમાં શ્રીઠાકોરજીમાં પ્રીતિ હોય ત્યાં સુધી અમલ હોય, મલ-મદ વિનાનો. જ્યારે શ્રીઠાકોરજીથી અધિક તે શ્રીમહાપ્રભુજીમાં પ્રીતિ હોય ત્યારે તેમને અમલા કહેવાય. અને વાર્તામાં આપણે જ્યારે જાણીએ છીએ ત્યારે આપણે સમજીએ છીએ કે દામોદરદાસજીનો કેવળ એકજ સ્થીર ભાવ છે, દઢ ભાવ છે કેવળ શ્રીમહાપ્રભુજીમાં.'

(...ક્રમશઃ)

::- ૮૪ વૈષ્ણવ વાર્તા, ષોડશ ગ્રંથગત ઉપદેશો અને તેમની ૬૪ વાર્તાઓ માંથી સાભાર વ્યક્ત -::

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# || મંગલાચરણ ||

..ગતાંકથી આગળ

**ગોકુલસ્ય તુ યો ગોપ્તા પુષ્ટિસુપથરક્ષિતા ||**
**જનિતા તુર્યવંશસ્ય ગોકુલેશં[૫] નમામિ તમ્ || ૬ ||**

| | |
|---|---|
| ગોકુલસ્ય[૧] તુ[૨] યો[૩] | : ગોકુલના[૧] વિશેષ કરીને[૨] જે[૩] |
| ગોપ્તા | : રક્ષણહાર |
| પુષ્ટિસુપથ | : પુષ્ટિરૂપ જે સુન્દર (આત્મકલ્યાણ કરનાર) માર્ગ |
| રક્ષિતા | : રક્ષણહાર |
| જનિતા[૧] તુર્યવંશસ્ય[૨] | : જન્મ દાતા[૧] ચતુર્થ વંશના[૨] |
| ગોકુલેશં | : શ્રીગોકુલનાથ પ્રભુચરણને |
| નમામિ તમ્ | : (હું)નમન કરું છું એવાં |

શ્રીગોકુલના રક્ષક, પુષ્ટિરૂપ જે સુન્દર (આત્મકલ્યાણ કરનાર) માર્ગનું રક્ષણ કરનાર અને ચતુર્થવંશના જન્મદાતા એવા શ્રીગોકુલનાથપ્રભુચરણને હું નમન કરું છું.

શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગુરુદેવ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીસુરેશ બાવાશ્રી)એ આ શ્લોક પ્રકટ કર્યો છે. આપશ્રી આ શ્રીચતુર્થદ્વારના અધિપતિ છે. અને આપશ્રી શ્રીચતુર્થવંશમાં આપશ્રી જન્મદાતા શ્રીગોકુલનાથ પ્રભુચરણના બાલક છે. તેથી આ મંગલાચરણ સ્વરૂપે આ શ્લોક પ્રકટ કરે છે.

શ્રીગોકુલ શ્રીગોકુલનાથજીને અત્યન્ત પ્રિય છે, તેથી આપશ્રીએ કેવળ એકજ વાર ગુજરાત પ્રવાસ કર્યો, ત્યાર બાદ આપશ્રીએ શ્રીમદ્ ગોકુલનાં સદૈવ સ્થીરવાસ કર્યો હતો. આજે પણ આપશ્રી અખંડસ્વરૂપે શ્રીમદ્ ગોકુલમાં પોતાના ઘરમાં એટલે કે શ્રીચતુર્થગૃહમાં શ્રીબેઠકજીમાં બિરાજી રહ્યાં છે અને અલૌકિક દર્શન સૌ સેવકોને દઇ રહ્યાં છે. આપ શ્રીમદ્ ગોકુલમાં સ્થીરવાસ કરી સૌ ગોકુલવાસીઓને નિર્ભય કર્યા, તેમનું રક્ષણ કર્યું છે. ગોપાલદાસભાઇ જેમ વલ્લભાખ્યાનમાં ગાય છે કે 'તાત તણો પ્રતિબિંબ રે રસના', શ્રીગોકુલનાથજી સ્વયં પોતાના તાત એટલે કે પોતાના દાદા શ્રીમહાપ્રભુજીનું પ્રતિબિંબ સ્વરૂપ છે. અને જ્યારે શ્રીમહાપ્રભુજીએ આ આત્મકલ્યાણ કરનાર કૃપારૂપી પુષ્ટિમાર્ગ પ્રકટ કર્યો, તેનું રક્ષણ શ્રીમહાપ્રભુજીનું જ પ્રતિબિંબ એવા શ્રીગોકુલનાથજીએ કર્યું છે. પુષ્ટિમાર્ગ એટલે કૃપાનો માર્ગ. આ કૃપાનો





માર્ગ ખૂબજ સુંદર છે, જીવનું આત્મકલ્યાણ કરનાર છે. પુષ્ટિમાર્ગમાં શ્રીગોકુલેશ પ્રભુના સમયથી લઈને અદ્યાપીપર્યન્ત આપણે સત્સંગમાં નિત્ય વાર્તાનું વાંચન કરીએ છીએ. આ વાર્તાઓ એટલે શ્રીમહાપ્રભુજીના ૮૪ વૈષ્ણવો અને શ્રીગુંસાઈજીના ૨૫૨ વૈષ્ણવો, કે જેઓ એક આદર્શ સ્વરૂપે આપના માર્ગના પથદર્શક છે, તેવા ભક્તોના ચરિત્રોનું વર્ણન અને જીવનવૃત્તાન્ત સ્વરૂપ વૈષ્ણવોની વાર્તાને શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણે આ માર્ગ પર અત્યન્ત કૃપા કરી છે. આ વાર્તાઓ એવી છે કે નાના બાળકોથી લઈને વયોવૃદ્ધોને પણ વાંચવું, સાંભળવું ગમે. અને આ ચરિત્રોનું વાંચન કરી આપણે પોતાનું આત્મકલ્યાણનો માર્ગ પ્રાપ્ત કરીએ છે. ભગવાન શ્રીકૃષ્ણ શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંન્ધમાં ઉદ્ધવજી જોડેના સંવાદમાં આજ્ઞા કરે છે કે ‘મારા ભક્તોને તું મારાથી પણ અધિક સમજ’. તેથી આવા ભક્તોના ચરિત્રો જ્યારે શ્રીગોકુલેશ પ્રભુએ પ્રથમવાર પ્રકટ કર્યું તે સમયે એક વૈષ્ણવે વિનંતિ કરી કે ‘રાજ! આજે આપશ્રીએ કથા ના કહી’?, ત્યારે શ્રીગોકુલેશજીએ કૃપા કરીને આજ્ઞા કરીકે ‘આજે તો મેં કથાનું ફલ કહ્યું છે...’. આ એક મહદ્ કૃપા આપના પર શ્રીગોકુલેશ પ્રભુએ કરી છે આ આત્મકલ્યાણના માર્ગાનુસારી જીવો પર.

શ્રીગોકુલેશજીએ તો આ માર્ગની પથ-પથ પર રક્ષણ કર્યું છે. સાથેજ પોતાના પરિવારનું પણ રક્ષણ આપશ્રીએ કર્યું છે. અને જ્યારે આ માર્ગ પર પાખંડી એવા ચિદ્રુપ નામના સન્યાસીએ મ્લેચ્છ બાદશાહ સાથે મળીને પ્રહાર કર્યો, ત્યારે કેવળ શ્રીગોકુલનાથજી અડીખમ ઠાડા રહીને પોતાના પરિવારજનો અને ભક્ત સમુદાયને નિર્ભય કર્યા હતાં. અને આ માર્ગનું રક્ષણ કર્યું છે. શ્રીમાલા-તિલકનો નિષેધ પર વિજય પ્રાપ્ત કરવાં આપશ્રી જૈફ ઉંમરે કાશ્મીર પધારી અને બાદશાહ સમક્ષ શાસ્ત્રોના પ્રમાણ બતાવી અને સત્ય પ્રકટ કર્યું, જેના પરિણામે બાદશાહને પોતે કરેલ ફરમાનનો પસ્તાવો થયો, અને પછી પોતે કરેલ ફરમાનને પાછું ખેંચવું પડ્યું. આવી રીતે આપશ્રીએ આ માર્ગ અને સર્વ સનાતન ધર્મ પરાયણ વૈષ્ણવ સંપ્રદાયો માટે શ્રીમાલા-તિલકનું રક્ષણ કર્યું છે. અને વિજય પ્રાપ્ત કર્યો. આવા શ્રીચતુર્થવંશના જન્મદાતા એવા સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલનાથજી પ્રભુચરણ ને હું અને મારા જેવા સર્વ નમન કરીએ છીએ. અને આવા પરમ સુન્દર કૃપા સ્વરૂપ આત્મકલ્યાણ કરનાર આવા માર્ગ પર આપશ્રીની કૃપાથી અમે સુરક્ષિત છે, કારણકે આપશ્રી સદૈવ રક્ષણ કરે છે. પોતાના શરણે આવનાર સર્વ જીવોને આપશ્રી નિર્ભય કરી તેને સુરક્ષિત કરે છે. આવા શ્રીગોકુલેશ પ્રભુને અમારા શત્ શત્ નમન.૯

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# સાધનભકિતનું સ્વરૂપ

**(અનુવાદક : ભાનુશંકર ત્રિભુવન શાસ્ત્રી)**

**श्रीविट्ठलेश्वरं वन्दे कृष्णसेवाप्रवर्तकम् ।**

**येन गोवर्द्धनाधीशः सख्येनात्मवशीकृतः ।।**

શ્રીમદાચાર્યચરણના કૃપાપાત્ર ભગવદીય ગણ, આ મનુષ્યદેહથી જે કાંઇ સારૂં કામ કરવા ધારીએ, તે થઇ શકે છે. એવા સારા અને સુન્દર દેહને મેળવીને જો શ્રીપ્રભુની કૃપાથી સચ્છાસ્ત્રનું અધ્યયન થાય તો પછી જીવને કયું કામ કરવું કે જે કામ કર્યાથી આ મનુષ્યદેહ અને સારાં શાસ્ત્રોનો અભ્યાસ સફળ થાય. ફળ ન મળે તો ભણવું તે માત્ર ભારરૂપ છે.

કદાચ કોઇ કહેશે કે આજ કાલના આધુનિક વિદ્યાર્થીઓ જેમ આંગલા ભાષામાં વિદ્યાની સાથે તે દેશના રીત રીવાજો, એટલે કે કોટ, પાટલુન, બુટ, સ્ટોકીંગ અને ઘરમાં બેસીને પોતાના કુટુમ્બ સાથેના ભોજનનો ત્યાગ કરી શુદ્ધ હોટલની પવિત્ર ખૂર્શી ઉપર બેસી ચમારોની સાથે ભોજન કરવામાં અને કેવળ પોતાનું તથા સ્ત્રીનું આજીવન ચલાવવામાં પોતાનાં જીવનને અને ભણવાને સાર્થક સમજે છે, અથવા લોકો ભણવાનું ફલ યેન કેન પ્રકારેણ ધન મેળવવામાં સમજે છે, તે ફલ શત્શાસ્ત્રાધ્યયનનું ભક્તજનો માનતા નથી, કારણકે જ્યારે સુર તથા અસુરોને જીતી ત્રિલોકનાં ઐશ્વર્યની પ્રમત્ત થયેલા હિરણ્યકશિપુએ પોતાના વ્યાલા પુત્ર પ્રલ્લાદને પૂછ્યું કે, પુત્ર, આજ સુધી ભણવામાં જે સાર તને જણાતો હોય તે મને કહી સંભળાય ત્યારે ભક્તરાજ પ્રલ્લાદે :- श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् । अर्चनं वन्दनं दास्यं सख्यात्मनिवेदनम् ।। 'इत्तिपुंसाऽर्पिता विष्णौ भक्तिश्चेन्नवलक्षणा' 'क्रियते भगवत्यद्धा तन्मन्येधीतमुत्तमम्', 'પ્રભુના ગુણોનું શ્રવણ કરવું, પ્રભુના ગુણોનું કીર્તન કરવું, જપ કરતી સમય પ્રભુના મધુર સ્વરૂપનું તથા તેની મનોહર લીલાનું સ્મરણ કરવું, શ્રીપ્રભુની પરિચર્યા કરવી, શ્રીપ્રભુનું અલૌકિક માહાત્મ્યજ્ઞાન થવાથી સ્નેહથી શ્રીપ્રભુનું અર્ચન કરવું, વન્દન કરવું, શ્રીપ્રભુ દાસ્ય-ભગવત્પ્રસાદ માત્રનું ગ્રહણ-કરવું, શ્રીપ્રભુનું સખ્ય કરવું અને શ્રીપ્રભુને આત્મનિવેદન કરવું, આ નવધા ભક્તિ જો પ્રભુમાં અર્પિત કરાય તો હું ઉત્તમ અધ્યયન-ભણવું-સમજું છે. જો કદાચ લૌકિક વા સ્વર્ગાદિના સુખ મેળવવામાં અધ્યયન કરવાનું સાર્થક હોત તો ભગવાન્‌ને શત્રુ સમજનાર પોતાના પિતાને હિરણ્યકશિપુની સમક્ષ નિડર થઇને શ્રીપ્રભુની નવધા ભક્તિ પાસે તૃણ બરોબર સમજી શ્રીપ્રભુની ભક્તિને જ શ્રીપ્રલ્લાદજીએ શ્રેષ્ઠ-ઉત્તમ-સમજી, માટે તે જ ભક્તિ જ સત્શાસ્ત્રાધ્યયનનું ફલ છે, ઇતર નહિ. તે ભક્તિને શ્રીપ્રભુમાં જ





અર્પણ કરવી, બીજા સુખો માટે ન કરવી. માટે જ ભક્તિમાર્ગના ભગવદીયો, પતિવ્રતા પોતાના પતિના જ સુખ માટે જેમ ઐહિક પારલૌકિક કાર્યો કરે છે, તેવી જ રીતે શ્રીપ્રભુને જ અર્પણ કરે છે, ઈતર સુખ માટે નહિ. માટે ભક્તિ જ જીવોએ કરવી એ નિશ્ચય થયો. એજ શ્રવણ, કીર્ત્તન વગેર નવ ભક્તિને શ્રીમદ્‌વલ્લભાચાર્ય શ્રીમહાપ્રભુજી તનુ-વિત્તજામાં સંગ્રહ કરીને કહે છે. શ્રદ્ધાથી સકલશાસ્ત્ર એક ભગવાનનું ન વર્ણન કરે છે, આવી રીતે નિશ્ચય કરી શ્રીપ્રભુના ગુણોને ભગવદીયના મુખથી પ્રેમપૂર્વક સાંભળવાને શ્રવણ ભક્તિ કહે છે, **अर्थोयमेव निखिलैरपि वेदवाक्यै**: નિખિલ વેદવાક્યોથી શ્રીપ્રભુનું પ્રતિપાદન છે. શ્રદ્ધાથી ભગવદ્‌ગુણો અને લીલાઓનું સાનન્દ ઉચ્ચારણ કરવું તેને કીર્ત્તન કહે છે. **श्रीकृष्ण: शरणं मम वदद्भिरेव सततं स्थेयमित्येव मे मति**: 'શ્રીકૃષ્ણ: શરણં મમ' એમ બોલતાં જ રહેવું આ મારી બુદ્ધિ છે, શ્રદ્ધાથી ભગવાનના ચિન્ત્વનને સ્મરણ કહે છે. **निवेदनं तु स्मर्तव्यम्** નિવેદનનું સ્મરણ કરવું, શ્રદ્ધાથી ભગવત્પરિચર્યાને પાદસેવન કહે છે, **स्वयं परिचरेद्भक्त्या वस्त्रप्रक्षालनादिभि**: વસ્ત્ર પ્રક્ષાલનાદિથી પોતે જ પરિચર્યા કરે. માહાત્મ્યબુદ્ધિથી સ્નેહવિલક્ષણ ઉપચાર કરવાને અર્ચન કહે છે. જ્યેષ્ઠાભિષેક, પંચામૃત વગેરે. શ્રદ્ધાથી શ્રીપ્રભુમાં પ્રહ્વીભાવને વન્દન કહે છે, તે દૈન્યમાં પર્યવસાયી છે, તે દીનતા જ પ્રભુ પ્રીતિનું કારણ છે. શ્રદ્ધાથી ભગવત્પ્રસાદ લેવાને દાસ્ય કહે છે. **असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत्** તેથી અસમર્પિત વસ્તુ તજવી. અપ્રેરિત હિતકરણને સખ્ય કહે છે, જેમકે શીત ઋતુમાં રજાઈ વગેરે અને ગ્રીષ્મઋતુમાં ચન્દન વગેરે, ઋતુને અનુસરી શ્રીપ્રભુને સમર્પણ કરવાને સખ્ય કહે છે. સર્વસ્વ શ્રીપ્રભુને અર્પવું, એને આત્મનિવેદન કહે છે, અને તે આત્મનિવેદનને જ બ્રહ્મસમ્બન્ધ કહે છે.

બ્રહ્મસમ્બન્ધપૂર્વક શ્રવણાદિ નવક્ જો કરાય તો પ્રેમલક્ષણા ભક્તિ કરાય અને તેથી તનુવિત્તજા દ્વારા સાધન કરતાં કરતાં માનસી સિદ્ધ થાય અને જ્યારે માનસી સિદ્ધ થાય ત્યારે જે દેહ, ઇન્દ્રિય અને અન્ત:કરણાદિ સફલ થાય અને અધ્યયન પણ સફલ થાય માટે તનુવિત્તજા અર્થાત્ નવધાભક્તિ ન કરવી, બીજું પ્રેમલક્ષણા ભક્તિ કાંઈ પણ કરવા જેવું નથી, માટે જ કર્મમાર્ગના સ્વરૂપમાં, '**कर्माप्येकं तस्य देवस्य सेवा**' 'શ્રીકૃષ્ણદેવની સેવા જ એક કર્મ છે, અન્ય નથી,' એમ કહેલ છે. તેથી ભગવત્સેવા કરવી તે જ જીવનો પરમ ધર્મ છે, અન્ય કર્મોપાસનાદિ જીવધર્મ નથી, આ જ શાસ્ત્ર સમ્બદ્ધ માર્ગ હોવાથી તેનું જ આચરણ કરવું. इति शम्।

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૩. માઘ ૧૯૭૪માંથી સાભાર ।।*

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। સ્વમાર્ગીય-શરણ-સમર્પણ-સેવાદિ-નિરૂપણમ્ ।।

(અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

### સાધન પણ શ્રીકૃષ્ણ

(દેશ વગેરે સાધનો અને ચાર પ્રકારના પુરુષાર્થો પણ શ્રીકૃષ્ણ જ છે, એમ શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે:-)

देशादिसाधनं कृष्णः पुरूषार्थश्चतुर्विधः ।। १५ ।।

एवं मनसि सततं चिन्तनीयं प्रयत्नतः ।। १५.५ ।।

દેશ વગેરે સાધનરૂપ શ્રીકૃષ્ણ જ છે તેમજ ચાર પુરુષાર્થરૂપ શ્રીકૃષ્ણ જ છે, એ પ્રમાણે પ્રયાસપૂર્વક નિરંતર મનમાં સ્મરણ કરવું. (બીજા માર્ગનો આશ્રય ન કરવો એમ આપશ્રીએ ૧૧માં શ્લોકમાં કહ્યું છે, તેથી એમ સિદ્ધ થાય છે કે કલિકાલ મહાદોષયુક્ત છે, અને તેના દોષ સર્વને લાગે છે, માટે એમાં ઉત્પન્ન થયેલાં બીજા દોષવાળા માર્ગ કરતાં આ નિર્દોષ શ્રીપ્રભુના નિર્દોષ ભક્તિમાર્ગમાં જ રહેવું એ વિશેષ કલ્યાણકારણ છે, એ ઉપરથી એમ જ સમજવું કે ભક્તિમાર્ગમાં શ્રીપ્રભુનું શરણ લેવામાં કાળ બાધ નથી કરતો, કેમકે એ કાલરૂપ સાધન શ્રીહરિ જ થાય છે.) બીજા દેશનો આશ્રય ન કરવો એથી સાબિત થયું કે દ્રવ્યરૂપ સાધન શ્રીપ્રભુ જ છે, માટે એનો આશ્રય કરવો. મંત્રનો આધાર ન રાખવો એમ કહેવાથી મંત્રરૂપ સાધન પણ શ્રીકૃષ્ણ જ છે એમ સિદ્ધ થયું, બીજાં કર્મોનો આશ્રય ન કરવો પણ (શ્રીપ્રભુની સેવા તે કર્મ છે એમ માનવું), એમ કહેવાથી કર્મરૂપ સાધન પણ શ્રીકૃષ્ણ જ છે એમ સાબિત થાય છે. એ પ્રમાણે ૧૧, ૧૧।। શ્લોકમાંથી એ રહસ્ય નીકળે છે કે (દેશ, કાલ, દ્રવ્ય, કર્તા, મંત્ર અને કર્મ એ છ સાધનો દોષવાળાં થઇ ગયેલાં છે, પરંતુ ભક્તિમાર્ગ નિર્દોષ શ્રીપ્રભુનો નિર્દોષ માર્ગ હોવાથી એ માર્ગનો આશ્રય કરતાં, એ છ સાધનરૂપ શ્રીકૃષ્ણ જ છે, એવો દૃઢ નિશ્ચય થતાં સર્વ દોષો દૂર થઇ જાય છે. ૧૫।।

(સાધનો છ પ્રકારનાં છે, દેશ, કાલ, દ્રવ્ય, કર્તા, મન્ત્ર, કર્મ એ છ સાધનો જ્યારે શુદ્ધ હોય ત્યારે જ મોક્ષ સિદ્ધ થાય છે. આ સમયમાં દેશ પણ દોષવાળો છે, તેમજ સમય વગેરે પણ દુષ્ટ છે, માટે ભક્તિમાર્ગનો જ આશ્રય કરવો, એનો આશ્રય કરવાથી એ શ્રીપ્રભુ જ સાધનરૂપ બની જાય છે. શ્રીપ્રભુ નિર્દોષ છે, એટલે એ સાધનો પણ નિર્દોષ થાય છે.)





## કેમ બચશો ?

(હવે બાધક વસ્તુથી કેવી રીતે બચવું, એ વિશે આપશ્રી આજ્ઞઅ કરે છે:-)

प्रायश्चित्तादिषु मतिर्न कार्या शरणं व्रजेत् ।। १६ ।।

उपस्थितेषु दोषेहु सर्वेष्वथ विशेषत: ।।

सुशक्येष्वप्यशक्येषु हरेर्गतिमथ स्मरेत् ।। १७ ।।

શ્રીપ્રભુનું શરણ ગ્રહણ કર્યા પછી પ્રાયશ્ચિત વગેરેમાં બુદ્ધિ રાખવિ નહિ. મતલબ કે પ્રાયશ્ચિત કરવાથી જ હું પવિત્ર થઈશ, એવી ભાવના શરણે ગયા પછી રાખવી નહિ. સર્વ દોષો ઘણા પ્રમાણમાં પણ પ્રાપ્ત થયા હોય અને એ દૂર કરી શકાય તેવા ન પણ હોય, તો પણ 'મારું શરણ માત્ર શ્રીહરિ જ છે' એમ સ્મરણ કરવું. એથી એમ નિશ્ચય કરવો કે શ્રીપ્રભુનું શરણ લીધા પછી પણ જો નાના કે મોટા દોષ પડે તો એને દૂર કરવા માટે પ્રાયશ્ચિત ન આચરતાં, 'પ્રાયશ્ચિતથી જ મારા દોષ દૂર કરો' એમ ન માનતાં, 'શ્રીપ્રભુને હું શરણે છું, સર્વ દોષથી રહિત એવા માર્ગમાં શ્રીપ્રભુએ મારો અંગીકાર કર્યો છે,' એમ સ્મરણમાં લાવવું. શ્રીમહાપ્રભુજીએ એટલા માટે જ આજ્ઞા કરી છે કે: 'અશક્ય હોય અથવા સારી પેઠે શક્ય હો, પણ સર્વથા શ્રીપ્રભુ જ મારું શરણ છે. ' એ ભુલવું નહિ. ૧૭

## બાધક શું છે ?

(શરણ સિદ્ધ થયા પછી શું શું કરવું એ સૂક્ષ્મમાં જણાવીને હવે બાધક થઈ પડે તેવાં કાર્યોની સૂચના કરે છે:)

अन्याश्रयो नैव कार्यो नैवान्यत्र स्वतो व्रजेत् ।।

प्रार्थना नैव कुत्रापि कर्तव्या भगवत्यपि ।। १८ ।।

અન્યાશ્રય એટલે પોતાના સ્વામી શ્રીપ્રભુ બીજા કોઈનો આશ્રય કરવો એ. એવો અન્યાશ્રય કદાપિ ન કરવો. અર્થાત્ પોતાના શ્રીપ્રભુ વિના બીજા કોઈનો આશ્રય કદાપિ ન કરવો. શ્રીમહાપ્રભુજી પણ આજ્ઞા કરે છે કે, 'અન્યાશ્રય કદાપિ કરવો નહિ, કેમકે એ સર્વથા બાધ કરનારો છે'. શ્રીગુસાંઈજી પણ આજ્ઞા કરે છે કે :- 'અન્ય દેવોના સંબંધની ગંધ પણ ગળાને બાધા કરે છે, અર્થાત્ ગળું કપાવે છે. પોતપોતાની ઈચ્છાથી બીજે સ્થળે જવું નહિં. જ્યાં પોતાના સ્વામી બિરાજતા ન હોય ત્યાં જવું નહિં. જેમ સ્ત્રી પોતાની ઈચ્છા મુજબ સ્વચ્છન્દપણે પોતાના પતિનું ગૃહ છોડીને બીજે સ્થળે જતી નથી, તેમ પોતાના સ્વામીનું ગૃહ છોડીને બીજે સ્થળે પોતાની ઈચ્છા પ્રમાણે જવું નહિ, તેમજ બીજે ઠેકાણે જઈને પ્રાર્થના કરવી નહિ. કોઈપણ મુશ્કેલી આવી પડે તો બીજાની પાસે એ મુશ્કેલી દૂર કરવા માટે પ્રાર્થના કરવી નહિ. વધારે તો શું

પણ શ્રીપ્રભુ પાસેય પ્રાર્થના કરવી નહિ. શ્રીપ્રભુ સર્વવ્યાપક છે, અન્તર્યામી છે, તો આપણાં મનની વાત શું નથી જાણતા, આપણાં દુઃખો શું નથી સમજતાં? શ્રીપ્રભુ બધું જાણે છે; સમજે પણ છે, તો આપણાં દુઃખો પોતે જ દૂર કરશે, એમ માનીને પણ શ્રીપ્રભુ પાસે પ્રાર્થના કરવી નહિ. વળી એ કરૂણાના નિધિએ આપણને ઉત્તમોત્તમ ફલ આપવાનો સંકલ્પ કર્યો હોય, અને એ વખતે ધીરજ ન રાખતાં જીવબુદ્ધિથી કાંઇ પ્રાર્થના કરીને દ્રવ્ય ઘરબાર જેવી તુચ્છ વસ્તુ માગી લઇયે તો શ્રીપ્રભુ તો એ પણ આપશે જ, પણ તેથી ઉત્તમોત્તમ ફળ મળવાનો લાભ જતો રહેશે, અને એમ માનીને સાધારણ ફળ તુરત જ શ્રીપ્રભુ આપશે અને મુખ્ય ભજનાનંદનું દાન કરશે નહિ; માટે શ્રીપ્રભુ પાસે પ્રાર્થના કરવી નહિં. પોતાના સ્વામી અંતર્યામી છે, સર્વ જાણે છે, એ વાતમાં સંદેહ હોય તો જ પ્રાર્થના થઇ શકે અને એ વાત ચોક્કસ રીતે બુદ્ધિમાં દઢ થઇ હોય કે શ્રીપ્રભુ સર્વસમર્થ છે તો કોઇપણ દિવસે પ્રાર્થના કરવાની ઇચ્છા જ ન થાય. શ્રીમહાપ્રભુજી પણ એ જ આજ્ઞા કરે છે. ૧૮

(શ્રીપ્રભુમાં અવિશ્વાસ ન કરવો તે ઉપદેશે છેઃ-)

**अविश्वासो न कर्तव्यो ब्रह्मास्त्रस्य निदर्शनात् ।।**

**लौकिके वैदिके वापि कार्ये सङ्गं विवर्जयेत् ।। १९ ।।**

પોતાના સ્વામીમાં કોઇ દિવસ અવિશ્વાસ ન લાવવો. રાવણના પુત્ર ઇન્દ્રજીતે હનુમાનજીને બાંધવા માટે બ્રહ્માસ્ત્ર મોકલ્યું. અને એને માન આપી હનુમાનજી બળિયા છતાં બંધાયા. પછી રાક્ષસોએ બ્રહ્માસ્ત્રની ઉપર હનુમાનજીને સખ્ત રીતે બાંધવા માટે મોટાં દોરડાં શરીરે લપેટ્યાં. ઇન્દ્રજિતે વિચાર કર્યો કે, 'મુખ રાક્ષસોને બ્રહ્માસ્ત્ર બળનો કાંઇ ખ્યાલ ન આવ્યો અને એના ઉપર દોરડાં બાંધી બેઠા! હવે બ્રહ્માસ્તર બળ ચાલ્યું ગયું અને હવે બીજું શસ્ત્ર હનુમાનને પણ કાંઇ કરી શકે નહિં'. આ દષ્ટાંતથી એમ સમજવું કે તમે તેમ થાય તો પણ આપણા શ્રીપ્રભુ ઉપર અવિશ્વાસ લાવવો નહિં. એ જે કરે છે તે સારું કરે છે, એમ દઢ નિશ્ચય રાખવો. લૌકિક અને વૈદિક કાર્યોમાં આસક્તિ રાખવી નહિ. લૌકિક કાર્યો કરીને 'મને યશ મળશે, મારી નામના થશે', એવી પણ ઇચ્છા રાખવી નહિ, તેમજ વૈદિક કાર્યો કરીને સ્વર્ગ મળશે એવી ફણ ફલની ઇચ્છા રાખવી નહિ. ૧૯

## લૌકિક વૈદિક

(લૌકિક વૈદિક કાર્ય કેવી બુદ્ધિથી કરવાં, એ જણાવે છેઃ- )

**यथाकथश्चित्कर्तव्ये भारवत्तत्र भावनम् ।।**





सर्वत्र ममतां त्यक्त्वा सर्वं कार्यं प्रसाधयेत् ।। २० ।।

લૌકિક વૈદિક ન છૂટકે કરવાં પડે તો એ કરવાં, પણ કાર્ય કરતી વખતે એમાં આસક્ત રહેવું નહિ. જેમ મજૂર ગમે તેવો કીમતી માલ લઇ જતો હોય, પણ એ માલ સાથે એનો જેમ સંબંધ નથી, એ તો માત્ર એનો ભાર ન સમજે છે, તેમ એ કાર્યોને બોજારૂપ ગણીને કરવાં. બધે સ્થળે મમતાનો ત્યાગ કરવો. જેમ મજૂર પોતે ઉપાડેલા બોજામાં મમતા-મારાપણું માની બેસે તો દુઃખી થાય, તેમ એ લૌકિક-વૈદિક કાર્યોમાં મમતા રાખવી નહિ, અને એવી રીતે એ કાર્યો ઠીક ઠીક સાધી લેવાં. જેમ મજૂરને પોતાના માથેનો બોજો ઠેકાણે પાડ્યા વિના ચેન પડતું નથી, તેમ એ કાર્યરૂપ બોજો બરાબર સાધીને સંતોષ માનવો. પોતે અલગ રહીને કાર્ય કરવું. ૨૦

लोभं च हृदये नैव कुर्यात्, प्राप्तं हि सेवयेत् ।। २०.५ ।।

હૃદયમાં લોભ ન કરવો, દ્રવ્યનો લોભ થવાથી એની પ્રાપ્તિ માટે અનેક પ્રયત્નો કરવા પડે છે, અનેક પ્રવૃત્તિઓમાં જોડાવું જોઇએ છે, અને તેથી શ્રીપ્રભુની સેવાથી વિમુખ થવું પડે છે; માટે લોભ કદી કરવો નહિ. જે આવી મળે તેમાં સંતોષ માનવો. શ્રીપ્રભુએ જેટલું આપ્યું હોય તેમાં સંતોષ માનીને એ ધનનો વિનિયોગ પ્રભુની સેવામાં કરવો. અથવા તો શ્રીપ્રભુની સેવામાં લોભ ન કરવો, એટલે કે પરાત્પર પૂર્ણ પુરુષોત્તમ ઉત્તમ પદાર્થના ભોક્તા છે, માટે એમની સેવા માટે જે જે પદાર્થો આવશ્યક હોય તે ઉત્તમમાં ઉત્તમ લઇ આવીને અંગીકાર કરાવવા: એમાં દ્રવ્યની કરકસર કે લોભ કરવાં નહિ. શ્રીપ્રભુની ઇચ્છાથી જે મળ્યું હોય તેનાથી શ્રીપ્રભુની સેવા કરવી. ૨૦ાા

शरणस्यापि ये धर्मास्तत्सिद्धौ शरणं व्रजेत् ।। २१ ।।

विवेकधैर्येऽपि सदा श्रीकृष्णाश्रयपोषके ।।

तद्ग्रन्थेभ्योऽवगत्यापि प्रयत्नाद् हृदि भावयेत् ।। २२ ।।

શરણના જે ધર્મો હોય તે સિદ્ધ થતાં શરણે જવું. ઉપર જે ધર્મો બતાવવામાં આવ્યાં છે તે શરણે ગયેલા જીવોના ધર્મો છે. શરણે ગયા પછી જીવે શું કરવું એ એમાં જનાવ્યું છે. શરણે ગયા પહેલાં કેટલાંક ધર્મો [૧]સિદ્ધ થવા જોઇએ, અને એ સિદ્ધ થયા પછી શરણે જવું. શ્રીકૃષ્ણના આશ્રયનું પોષણ કરનાર વિવેક એટલે 'શ્રીહરિ પોતાની ઇચ્છા મુજબ કરશે' એમ જાણવું તે, 'બધાં દુઃખો સહન કરવાં' તે ધૈર્ય, એ બન્ને શ્રીકૃષ્ણના આશ્રયનું નિરંતર પોષણ કરનાર વિવેક અને ધૈર્ય છે, એ વિવેક અને ધૈર્યનું, શ્રીકૃષ્ણ અને





એમના આશ્રયનું સ્વરૂપ વિવેકધૈર્યાશ્રયગ્રન્થ વગેરેથી સમજવું. પ્રયાસ કરીને વિવેક ધૈર્ય અને આશ્રયની હૃદયમાં ભાવના કરવી. ૨૨

([૧]શરણે ગયાં પહેલાં શો નિશ્ચય કરવો, એ શ્રીહરિરાયજી સ્વમાર્ગશરણદ્વયનિર્ણય નામના ગ્રંથમાં જણાવે છે. કલિયુગમાં શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ આદિ માર્ગ જીવના પોતાના સાધનથી સિદ્ધ થતાં નથી. એ ભક્તિ આદિ માર્ગો કલિયુગમાં શ્રીપ્રભુ કૃપા કરે તો જ સિદ્ધ થાય. માટે શ્રીપ્રભુને શરણે જવું જોઈએ. એમ નિ:સાધનપણું અને દીનતા, એ ધર્મો સિદ્ધ થાય ત્યારે શરણે જવું. )

एवमाश्रित्धर्मोऽयं संक्षेपणं निरूपित: ।।

आश्रित्य वल्लभाचार्यन् बद्ध्वैवं कृष्णमाश्रयेत् ।। २३ ।।

ઉપર પ્રમાણે વિવેક ધૈર્ય અને શ્રીકૃષ્ણનો આશ્રય જેને સિદ્ધ થઇ ગયેલાં છે તેનાં ધર્મો સંક્ષેપથી બતાવ્યા અથવા તો સંક્ષેપથી જ જો કહેવામાં આવે તો શ્રીકૃષ્ણનો આશ્રય કરીને રહેલા જીવનો આ મુખ્ય ધર્મ છે. તે એ છે કે શ્રીમહાપ્રભુજીનો આશ્રય કરીને, શરણે જઈને, શરણ ગયેલાઓના ધર્મો ઉપર પ્રમાને જાણીને શ્રીકૃષ્ણનો આશ્રય કરવો જોઈએ. ૨૩

## શરણે ગયા પછી શું કરવું ?

(શ્રીકૃષ્ણનો આશ્રય કર્યા પછી શું કરવું, એ આપશ્રી નીચેના શ્લોકમાં જણાવે છૈ:- )

अत: परं क्रमेणैव जीव: कृतसमर्पण: ।

तत्साधनाय सततं किं कुर्यादिति चोच्यते ।। २४ ।।

ઉપર કહ્યાં પ્રમાણે શરણધર્મ સિદ્ધ થયા પછી જીવે સમર્પણ કરવું. જીવને બ્રહ્મસંબંધ થાય અને એ સર્વ શ્રીપ્રભુને સમર્પે અને અહંતામમતા છોડી દે એ સમર્પણ કહેવાય. એ સમર્પણ કર્યા પછી, સમર્પણના સાધન માટે, સાર્થક કરવા સમર્પણ માટે શું કરવું જોઈએ, એ કહેવામાં આવે છે. ૨૪

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# વાર્તા સાહિત્યની ભાવ ભૂમિ

...ગતાંકથી આગળ

ગતાંકથી આપણે આ લેખમાળા શરૂ કરેલ છે. જ્યારે આપણે ૮૪, ૨૫૨, ૭૮ ભગવદીયોના ચરિત્રો વાંચીએ છીએ ત્યારે આપણને અમૂક પૂર્વાગ્રહ હોવો જરૂરી છે. તેથી આપણે સર્વ પ્રથમ આ વાર્તા સાહિત્યની ભાવ ભૂમિને સમજવી જરૂરી છે. તેથી ચાલો ! આપણે હવે આગળ વધીએ.

આપણા શ્રીચતુર્થદ્વારના મૂલ પુરુષ અને સર્વદા સેવ્ય ચતુર્થકુમાર શ્રીગોકુલનાથજી જાણતા હતાં કે ભવિષ્યના જીવો માર્ગનો સિદ્ધાંતને યથાર્થ સ્વરૂપે જાણશે નહિં, કારણકે તેમની મંદ બુદ્ધિ માર્ગને મૂલવાણીને આધારે સમજમાં નહિં આવે. તેથી આપશ્રીએ આપણા જેવાં આધુનિક જીવો માટે માર્ગના સિદ્ધાંતને સમજવું હોય તો શ્રીગોકુલેશજીએ શ્રીમહાપ્રભુજી અને શ્રીગુંસાઈજીના સેવક-વૈષ્ણવોના સૈદ્ધાંતિક ચરિત્રો પ્રકટ કર્યા, જેને આજે આપણે ૮૪, ૨૫૨ વૈષ્ણવોની વાર્તાથી નિત્ય સત્સંગમાં વાંચીએ છીએ. પણ સમજમાં વ્યવસ્થિત આવતું નથી. તેથી આપણે હવેથી જ્યારે વાર્તાઓને પોતાના સત્સંગમાં વાંચનમાં લઈએ ત્યારે વાર્તાના ચરિત્રની ભાવ ભૂમિને વ્યવસ્થિત રીતે સમજીએ.

ગતાંકમાં આપણે જોયું કે જ્યારે શ્રીગોકુલેશજીએ પ્રથમ વાર વચનામૃતમાં વાર્તા પોતાના શ્રીમુખે સંભળાવી, ત્યારે એક વૈષ્ણવની વિનંતી પર આપશ્રી આજ્ઞા કરે છે કે 'આજે કથાનું ફળ કહીએ છીએ'.

આ વાક્ય-કથામાં શ્રીગોકુલેશજીએ વાર્તાઓને શ્રીસુબોધિનીજીની કથાનું ફલ કહ્યું છે. શ્રીસુબોધિનીજી નિગમ કલ્પતરૂનું ગલિત (પાકેલું) ફલરૂપ શ્રીમદ્ ભાગવતની સર્વશ્રેષ્ઠ, રસાત્મક, ભાવાત્મક ટીકા (ભાષ્ય) છે. તેનું અધ્યયન કે સાંભળ્યા પછી શ્રીમદ્ ભાગવતની અન્ય ટીકાઓ નીરસ, અપૂર્ણ અને ત્રુટિપૂર્ણ જાણ પડે છે. શ્રીમદ્ ભાગવતનું યથાર્થ અને સર્વોત્તમ અર્થ જેવો શ્રીસુબોધિનીજીમાં વ્યક્ત છે તેવો અન્ય કોઈપણ આચાર્ય કે વિદ્વાનની ટીકામાં ઉપલબ્ધ નથી થતો. શ્રીમદ્ ભાગવત પર શ્રીમહાપ્રભુજીની ટીકા એટલે શ્રીસુબોધિનીજી. અને શ્રીમહાપ્રભુજીએ જે રીતે શ્રીમદ્ ભાગવત પર શ્રીસુબોધિનીજી નામક ટીકા એક અદ્‌ભુત અને વિલક્ષણ ટીકા છે, અને જેવું વિલક્ષણ સમજ આપશ્રીએ પ્રદાન કરી છે, તે અન્ય કોઈપણ સંપ્રદાયાચાર્ય અથવા વિદ્વાનોએ પ્રકટ નથી કરી. આથી શ્રીમદ્ ભાગવતજી જેવા ગંભીર **રસોદધિ**નો રસાસ્વાદ સુબોધ રીતિથી થાય છે. આમાં શ્રીમદ્ ભાગવતની સર્ગ[૧], વિસર્ગ[૨], સ્થાન[૩], પોષણ[૪], ઋતિ[૫], મન્વન્તર[૬], ઈશાનુકથા[૭], નિરોધ[૮], મુક્તિ[૯] અને આશ્રય[૧૦], આ **દશવિધલીલા**નું વિસ્તરણ, સરલ, સુંદર તેમજ સુચારૂ રૂપથી કરવામાં આવ્યું છે. આને સંપૂર્ણ તથા

અધ્યયન કરવાથી શ્રીમદ્ ભાગવત સ્થિત **આનન્દાત્મક શ્રીહરિ** અને તેમની **પરમાનન્દમઈ લીલાઓની** હૃદયમાં સ્ફૂરણા થાય છે. અને સ્થિતિ થાય છે આથી શ્રીમદ્ આચાર્યચરણે આજ્ઞા કરી છે કે '(ઈશ્વર:) **ભાગવતશ્રવણમાત્રેણ હૃદયારૂઢો ભવતિ વિચારચિન્તનવ્યતિરેકેણાપિ**'(શ્રીસુબોધિનીજી ૧.૧.૨), અર્થાત્ 'શ્રીમદ્ ભાગવતના શ્રવણમાત્રથી **વિચાર** અને **ચિન્તન** વિના પણ ઈશ્વર હૃદયારૂઢ થઈ જાય છે.' આમ શ્રીસુબોધિનીજી અનુસાર શ્રીમદ્ ભાગવતનું શ્રવણ કરવાનું આ **ફલ** છે. **આજ ફલ અનુગ્રહ** સ્વરૂપ છે અનુગ્રહ થયા વગર અનેક પ્રયત્નો કરવા પર પણ હજારો વર્ષોમાં પણ ઋષિ-મુનિઓના હૃદયમાં જે ઈશ્વરની સ્થિતિ નથી થઈ શક્તી તે કેવલ શ્રીસુબોધિનીજીની કથાનું શ્રવણ કરવાથી કેવી રીતે હૃદયારૂઢ થઈ શકે, આ વિષયમાં શ્રુતિ પ્રમાણ છે...'નાયમાત્મા વચનેન લભ્યો ન મેધયા ન બહુના શ્રુતેન', 'યમેવૈષ વૃણુતે તેન લભ્ય:' અર્થાત્ પ્રવચનથી બુદ્ધિથી, અને બહુ શ્રવણ કરવાથી પણ પરમાત્મા પ્રાપ્ત નથી થતાં. તે તો જેનું વરણ કરે છે, જેના ઉપર કૃપા કરે છે, તેનેજ લભ્ય છે. આથી વૈષ્ણવોની વાર્તાઓમાં અનુગ્રહરૂપી નિર્દેષ છે. અર્થાત્કે આ વાર્તાઓમાં અનુગ્રહનું સમ્યક્ વિવેચન છે જેનું શ્રવણ કરવાથી **અલૌકિક** (અપ્રાકૃત) ભાવોની પ્રાપ્તિ સહજતાથી થઈ જાય છે.

ભાવનો અર્થ ભક્તિમાર્ગમાં આચાર્યોએ '**દેવાદિ વિષયક સ્થાઈ રતિ**' કર્યો છે

ચિત્ર ૧.




ચિત્ર ૨.




પ્રેમની વિવિધ અવસ્થા:-

**રસશાસ્ત્ર** :- રસશાસ્ત્રને ચાર ભાવોથી વર્ગીકરણ કરવામાં આવે છે. પ્રથમ બીજભાવ, દ્વિતીય પ્રેમ, ત્રિતીય આસક્તિ, અને ચતુર્થ વ્યસન.

- બીજભાવને ત્રણ રીતથી સમજાય છે. ૧.ચક્ષુરાગ, ૨.મનસંગ, ૩.સંકલ્પ
- પ્રેમની બે અવસ્થા છે, તે બે રીતે સમજાય છે. ૧.જાગર, ૨.તનુતા
- આસક્તિની બે અવસ્થા, ૧.વિષયદ્વેષ, ૨. લજ્જાત્યાગ,
- વ્યસનની અવસ્થાઓ ૩, ૧.ઉન્માદ્, ૨.મૂર્છા, ૩.મૃત્યુ.

આ તો રસશાસ્ત્ર દ્વારા પ્રેમ-સ્નેહ વાત થઈ, કે જેમાં બીજભાવ, પ્રેમ, આસક્તિ અને વ્યસન ૧૦ પ્રકારે સમજાય છે. જે આપણે ઉપરોક્ત રીતે સમજ્યાં.

**ભક્તિશાસ્ત્ર**:- હવે આપણે ભક્તિશાસ્ત્રમાં પ્રેમ-સ્નેહને આપણે સમજીએ. આ ભક્તિશાસ્ત્ર પણ ચાર અવસ્થાએ વર્ગીકૃત છે. બીજભાવ, પ્રેમ, આસક્તિ, વ્યસન.

- ભક્તિશાસ્ત્ર બીજભાવમાં ૧. પ્રીત (અંકુર)
- ભક્તિશાસ્ત્ર પ્રેમમાં ૧.પ્રેમ (કંદલ), ૨.પ્રણય (શાખા), ૩.સ્નેહ (પલ્લવ)
- ભક્તિશાસ્ત્ર આસક્તિમાં ૧.રાગ (કળી), ૨.અનુરાગ (પુષ્પ-પ્રસુન્ન)
- ભક્તિશાસ્ત્ર વ્યસનમાં ૧. વ્યસન (ફલ)

ભક્તિશાસ્ત્રમાં આપણે ચાર અવસ્થા જોઈ, બીજભાવ, પ્રેમ, આસક્તિ અને વ્યસન. આપણે આ એક વૃક્ષના ઉદાહરણ દ્વારા સમજીએ. વૃક્ષ ઉછેર માટે પ્રથમ તો આપણે બીજ વાવવું પડે, તેમાંથી અંકૂર ફૂટે. એટલે કે પ્રીત બંધાઈ. પછી કંદલ, એટલે કે થડ થતું જાય, એટલે કે પ્રેમ વધે, પછી તે થડમાંથી શાખાઓ ફૂટે તે શાખા પ્રણય સમાન છે. અને પછી શાખાઓમાં પલ્લવો, પત્તા ફુટે, આ સ્નેહ છે. વૃક્ષમાં નવીન કળીઓ આવે. તે રાગ સ્વરૂપ છે, અને ત્યારે પછી પુષ્પ-પ્રસુન્ન થાય, તે અનુરાગ છે. અને જ્યારે આ વૃક્ષ પરિપાક થાય, ત્યારે તેમાં ફલ લાગે છે. જે આપણી વ્યસનાવસ્થા છે. આ પ્રમાણે એક ચક્રવ્યુહ ચાલે છે. વૃક્ષ એક બીજમાંથી ફલદાતા બને છે, તેમજ શ્રીગોકુલેશ પ્રત્યેની આપણી ભક્તિ તે બીજથી અંકુરીત થઈ અને ભક્તિનો સર્વાત્મભાવ તે ફલ-વ્યસન છે, તેમે તે ભક્ત પામવાને પ્રયત્નશીલ હોય છે, હોવો જોઈએ. આ આપણો ભક્તિશાસ્ત્રનો ભાવ ચક્ર છે, જે અંકુરીત થવા પામે છે.

ચિત્ર ૧, આપણે જોયું, તેમાં રતિ મધ્યકેન્દ્ર છે. અને રતિમાંથી ચાર વિષયો પ્રકટ થાય છે. રતિ એટલે આપણી પ્રવૃત્તિ, અર્થાત્ આપણો રસશાસ્ત્ર, કે ભક્તિશાસ્ત્રમાં પ્રવેશ કેટલો છે, તે. રતિ તે ભાવરૂપે પણ પ્રકટ થાય, રતિતે દેવવિષયીણી હોય, લોકવિષયીણી હોય, અને રતિ એટલે પ્રેમ.





અને ચિત્ર ૨, તે ભાવ કેન્દ્રમાં છે. ભક્તિશાસ્ત્રમાં ભાવ કેવળ દેવવિષયીણી રતિ છે, અને તે બે પ્રકારે વ્યક્ત થાય છે. એક તો દેવવિષયીણી રતિ તે માહાત્મ્ય વિશિષ્ટ છે, શ્રીમહાપ્રભુજી આપણને આજ્ઞા કરે છે કે 'માહાત્મ્યજ્ઞાનપૂર્વક...', અને દેવવિષયીણી રતિ દ્વારા સુદઢ સર્વથી અધિક સ્નેહ પ્રકટ થાય છે, જેને શ્રીમહાપ્રભુજી આગળ આજ્ઞા કરે છે, '...સુદઢસર્વતોધિક સ્નેહ'. આ બન્ને પૂરક પણ હોઇ શકે, અથવા અલગ-અલગ પણ હોઇ શકે. એટલે કે શ્રીપ્રભુના વિષયમાં આપણી રતિ વધે છે, ત્યારે તે રતિ કાં'તો શ્રીપ્રભુનું માહાત્મ્ય વિશિષ્ટ સમજીને રતિ વધી છે, અથવા તો સુદઢ સર્વથી અધિક સ્નેહ રૂપે રતિ પામે છે. કાં'તો બન્ને જોડે થાય, કે માહાત્મ્ય વિશિષ્ટ સમજીને જ્યારે શ્રીપ્રભુમાં સિદઢ સર્વથી અધિક સ્નેહ થાય, ત્યારે તે જીવમાં ભક્તિશાસ્ત્રનો ભાવ સ્થીર, સ્થાયી બને છે. આ વિષયને શ્રીમહાપ્રભુજી પણ ભક્તિવર્ધિની ગ્રંથમાં બીજભાવને દઢ કરવાની આજ્ઞા કરે છે. 'બીજભાવે દઢેતુ સ્યાત્...', આને આપણે ઉપરોક્ત વર્ણનાનુસાર સમજી શકાય.

ભાવ જ્યારે અંકુરીત થાય છે, ત્યારે પ્રથમ તો જે ભક્તિશાસ્ત્રમાં પ્રીત, પ્રેમ, પ્રણય, આ થવા માટે સત્સંગરૂપી પોષણની અત્યન્ત આવશ્યક્તા હોય છે. જેમ વૃક્ષના ઉછેર માટે અંકૂર-બીજને આપણે પોષણ રૂપે આપણે ખાતર, સૂર્યકીરણો, પાણીથી સિંચીએ છીએ, તેમજ આ પુષ્ટિભક્તિશાસ્ત્રોક્ત માર્ગમાં ફલને પ્રાપ્ત કરવા માટે શ્રીમહાપ્રભુજીની યથાર્થવાણી રૂપ સત્સંગરૂપી પોષણની આવશ્યક્તા હોય છે.

ભાવને આપણે દેવવિષયીણી રતિ દ્વારા સિંચન કરવોં છે, તો શ્રીમહાપ્રભુજી આપણને આજ્ઞા કરે છે કે:

- ❖ સર્વદા સર્વભાવેન્ ભજનીયો વ્રજાધિપ - ચતુશ્લોકી
- ❖ આત્માનંદ સમુદ્રસ્થં કૃષ્ણમેવ વિચિન્તયેત્ - સિદ્ધાંત મુક્તાવલી
- ❖ ભાવો ભાવનાય સિદ્ધ:સાધનંનાન્ય દિશ્યતે - સર્વનિર્ણય નિબંધ

ભાવ બે પ્રકારના છે. ૧. વ્રજભક્તોની દષ્ટિથી - અવતારદશાનિષ્ઠ, કારણકે જે વ્રજભક્તોને શ્રીકૃષ્ણ પ્રત્યે વ્યસનાવસ્થા પ્રાપ્ત થઇ, તે તો શ્રીકૃષ્ણની સાક્ષાત્ અવતારદશા સમયની છે, તેથી ભગવદીયો કહે છે કે સેવાકી રીત-પ્રીત વ્રજજનકી પાઈ.

૨. આધુનિક પુષ્ટિમાર્ગીય ભક્તોની દષ્ટિથી - અનાવતારદશાનિષ્ઠ, કારણકે શ્રીકૃષ્ણ પ્રત્યે આપણે આજે આધુનિક પુષ્ટિમાર્ગીય જીવો પરોક્ષરૂપે બીરાજમાન છે, તેથી આપણે ઉપરોક્તભાવને અનુસરીને અનાવતારદશામાં નિષ્ઠા રાખીએ છીએ.





આ સ્થાઇ રતિની સત્તા એટલીતો પ્રબલ હોય છે કે તે પ્રેત, પિશાચ, માનવ, દાનવ અને દેવ જ નહીં, પરંતુ પશુ, પક્ષી અને પરમાત્માને પણ પોતાની સંન્નકટ ઉપસ્થિત કરી લે છે અને વશમાં પણ કરી લે છે. આ વાસ્તવિકતા લોકમાં પણ પ્રસિદ્ધ છે. ભગવાન જો કોઈપણ સાધનથી પ્રાપ્ત થતાં નથિ, તે આ ભાવ-ભક્તિથી વશ થઇ જાય છે. અનેક ભક્તોના ચરિત્રો તેના દ્દષ્ટાંત છે, અને શ્રીમદ્ ગીતામાં પણ ભગવાન શ્રીકૃષ્ણ આપા કરે છે કે :

'નાહં વેદેન તપસા ન દાનેન ન ચેભ્યયા ।
શક્યં એવં વિધો દ્દષ્ટું દ્દષ્ટવાનસિ માં યથા ।।૧૧.૫૩
ભક્ત્યા ત્વનન્યા શક્ય અહમેવં વિધોર્જુના ।
જ્ઞાતું દ્દષ્ટું ચતત્વેન પ્રવેષ્ટુ ચ પરંતપ ।। ૧૧.૫૪'

ઉપરોક્ત શ્રીગીતાજીમાં ભગવાનના વચનથી સ્પષ્ટ થાય છે કે ભગવાન એક અનન્ય ભક્તિભાવથી જ પ્રાપ્ત થઇ શકે છે. કે અનુભૂત થાય છે. આ પ્રકારનો આ દિવ્યભાવ ભગવદ્ અનુગ્રહ (કૃપા, પુષ્ટિ)થી જ પ્રાપ્ત થઇ શકે છે. માનવીય સાધનથી ક્યારે પણ નહીં જ. વૈષ્ણવ ચરિત્રોના સતત શ્રવણ, મનન, ચિન્તનથી આ પ્રકારના ભાવની અનુભૂતિ શ્રોતા-વક્તાના હ્દયમાં અવશ્ય થતી હોય છે. આથી વૈષ્ણવની વાર્તા-કથાના ફલરૂપ એટલે કે અનુગ્રહરૂપ જ છે. આગળ આપણે સમજ્યાં કે શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુએ આજ્ઞા કરી છે કે આજે તો મેં તમને કથાનું ફળ કહ્યું છે, એટલે કે વૈષ્ણવની વાર્તામાં સઘળો માર્ગીય બોધ, સિદ્ધાંત ઉપરાંત ફલ જાણવું. આથી એ સૂચના પણ પ્રાપ્ત થાય છે કે વૈષ્ણવની વાર્તા-કથામાં અનુગ્રહ-કૃપાના વિવિધ રૂપો કે સઘળા ફલના પ્રકારોનો નિર્દેશ કરવામાં આવ્યો છે. **આજ તો વાર્તાની ભાવભૂમિ છે**. કૃપા કોઇ એક પ્રકારની નથી હોતી, અનેક પ્રકારે નિર્હૈતુક, હૈતુક પણ હોઇ શકે, પણ તે જીવની અધિકારીતા પર નિર્ભર છે. વૈષ્ણવોની વાર્તા કેવળ એક વાંચન શોખ ન રાખતાં, હવેથી આપણે સત્યરૂપે સમજીશું. શ્રીમહાપ્રભુજી, શ્રીપરમદયાલ શ્રીગુંસાઈજી પ્રભુચરણ અને સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલનાથ પ્રભુચરણ, કે જેમણે આ માર્ગ પર અતિ કૃપા કરી માર્ગના બોધને વાર્તા સ્વરૂપે પ્રકટ કરી. આઓ, આપણે વાર્તાની બાવભૂમિને સમજીએ.

...ક્રમશ:

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા, યુ.એસ.એ





# પુષ્ટિશિખર

### ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

...ગતાંકથી આગળ

શ્રીમદગ્નિકુમારના પ્રપૌત્ર શ્રીમાન્ શ્રીહરિરાયચરણએ તો એક कामाख्यदोषविवरण નામનો ગ્રંથ લખેલો છે. 'दीषेषु प्रथमः कामः विविच्य विनिरूप्यते । यस्मिन् उत्पद्यते तस्य नाशकः सर्वथा मतः । विषयावेशहेतुत्वात् विक्षेपोत्पत्तिकारणम् । रजोगुणसमुत्पन्नः रजःप्रक्षेपको मुखे ।।' એમ તેના પહેલા બે શ્લોકો છે અને તેનો અર્થ પણ આ પ્રમાણે છે. 'દોષમાં પ્રથમ કામ છે, તેનું વિવેચન કરી વિનિરુપણ કરવામાં આવે છે; જેનામાં તે દોષ ઉત્પન્ન થાય છે તે પુરુષનો સર્વથા નાશ કરે છે. વિષયના આવેશનો કામદોષ હેતુ હોવાથી તે વિક્ષેપની ઉત્પત્તિનું કારણ છે. કામદોષ રજોગુણમાંથી ઉત્પન્ન થાય છે, મુખમાં રજ (ધૂળ) નંખાવે છે.' નિત્યપાઠના ગ્રંથમાં આ कामाख्यदोषविवरण ગ્રંથ પ્રસિદ્ધ જ છે. આ માર્ગમાં ભગવાનના ભક્ત બધા વ્રજભક્તરૂપ છે. અને તેમણે વિષયભોગ કર્યો એમ પણ નથી. વસ્ત્રાપહરણલીલામાં કાત્યાયની વ્રતજ જેઓએ કરેલ છે તેઓ સર્વ કુમારિકાઓ, પાંચ વર્ષની અંદરનાં હતાં અને તેઓએ શ્રીકૃષ્ણ પતિ થાય તેટલા માટે જ કાત્યાયનીનું અર્ચન કરવાનું વ્રત કર્યું હતું. તેઓના ઉપર પ્રસન્ન થઇ શ્રીકૃષ્ણ પોતાની સાથે રાત્રિમાં રમણ કરવાનું વરદાન આપ્યું; તેને માટે રાસરમણનો-રાસક્રીડાનો-ક્રમ છે. એ સર્વ બાબત શ્રીમદ્ ભાગવતમં સુપ્રસિદ્ધ છે અને તે કુમારિકાઓને માટે જ શ્રીકૃષ્ણ વેણુનાદ કરેલો, પણ બૃહદ્ વામન પુરાણમાં લખ્યા પ્રમાણે જેઓને વરદાન મળેલું તેઓને વેણુનાદ સંભળાતાં તેઓ પણ આવ્યા. તે સમયે શ્રીકૃષ્ણનું વય અગિયાર વર્ષનું હતુ, તેથી ત્યાં કામવાસના બીલકુલ નથી, એ સર્વ હકીકત 'संत्यज्य सर्वविषयान् तव पादमूलम्' વગેરે શ્રીમદ્ ભાગવતના શ્લોકથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. સર્વ વિષયોનો સંપૂર્ણ ત્યાગ કરીને વ્રજભક્ત શ્રીકૃષ્ણના ચરણકમલની ઇચ્છાઅ કરે છે. 'ता नाविदन्' એ શ્રીસમાધિ-ભાષાના-ભાગવતના-શ્લોકમાં પણ વ્રજસિમંતીનીના પૂર્ણ-ભાવમાં વિષય નથી એમ કહેવામાં આવેલું છે.

શ્રીસુબોધિનીકાર શ્રીમહાપ્રભુજી પોતે જ રાસપંચાધ્યાયીની કારિકામાં પણ એમ જ આજ્ઞા કરે છે, 'क्रिया सर्वापि सैवात्र परं कामो न विद्यते । तासां कामस्य संपूर्तिः निष्कामेनेति तास्तथा ।। कामेन पूरितः कामः संसारं जनयेत् स्फुटम् । कामाभावेन पूर्णस्तु निष्कामः स्यात् न संशयः ।। अतो न काऽपि मर्यादा भग्ना मोक्षफलापि च । अत एतच्छ्रुतौ लोको निष्कामः सर्वथा भवेत् ।। भगवच्चरितं सर्वं यतो निष्काममीर्यते । अतः





कामस्य नोद्बोधस्ततः शुकव चः स्फुटम्' શ્રીસુબોધિની ૧૦.૨૬.૪૨માં અહીં ક્રિયા સર્વ તે જ ચે પરંતુ કામ નથી. નિષ્કામ શ્રીકૃષ્ણે તેમનો કામ સંપૂર્ણ કર્યો માટે તે વ્રજસિમંતીની નિષ્કામ છે. કામ વડે કામ પૂર્ણ થાય તો સંસારની ઉત્પત્તિ જ સ્પષ્ટ રીતે થાય. નિષ્કામતાથી પૂર્ણ થયેલો કામ નિષ્કામ થાય એમાં શંકા નથી. તેથી કાંઇ પણ મર્યાદા તૂટી નથી. મોક્ષરૂપી ફળ આપનારી તે લીલા પણ તેથી જ થઇ. માટે જ આ રાસપંચાધ્યાયીના શ્રવણથી લોક હંમેશા નિષ્કામ થાય છે. ભગવાનનું ચરિત્ર હંમેશા નિષ્કામ જ કહેવાય છે, એટલે કામનો ઉદ્‌બોધ નથી, માટે શ્રીશુકનું વચન સ્પષ્ટ છે. ખરી રીતે વ્રજસિમંતીની સર્વાત્મભાવથી ભરપૂર છે, અને એ સર્વાત્મભાવરૂપી સાધનનું ફલ સ્વરૂપાનંદ છે. માટે શ્રીકૃષ્ણે વિરલ ભક્તોને રસાત્મક, ફલાત્મક, ભાવાત્મક, સ્વરૂપાત્મક, આનંદનું પરમ દાન કર્યું છે. કામનો અને સ્વરૂપાનંદનો વિશેષ ભેદ આગળ વર્ણવાશે. 'विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णोः श्रद्धान्वितोऽनुशृणुयात् अथ वर्णयेद् यः । भक्तिं परां भगवति प्रतिलभ्य कामं हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः' શ્રીભા.૧૦.૩૦.૪૦ એ શ્લોકમાં તો શ્રીશુકદેવજી એમ જ આજ્ઞા કરે છે કે 'જે શ્રદ્ધાવાળો પુરુષ બાહ્ય તેમજ અંદર બધે જ રસમય સ્વરૂપનું વ્રજવધૂ સાથેના આ વિહારનું શ્રવણ કે વર્ણન કરે તો તે પુરુષને ભગવાન વિષે પરા ભક્તિનો લાભ મળે છે અને તે ધીર પુરુષ કામરૂપી હૃદયરોગથી તરતજ નિવૃત્ત થઇ જાય છે'. 'परदाराभिमर्शन'ની એટલે કે ભગવાને પરસ્ત્રી સાથે કેમ સંબંધ કર્યો, એવી શંકા પરીક્ષિતને થાય છે (શ્રીભા.૧૦.૩૦.૨૮), શંકાનું નિવારણ તો 'धर्मव्यक्तिक्रमो दृष्टः' વગેરે શલોકથી પણ શ્રીશુકદેવજીએ કરી જ મૂક્યું છે. એટલે કે આ અને બીજા આઠ શ્લોકોમાં શ્રીશુકદેવજી પરીક્ષિતની શંકાનું નિરાકરણ કરે છે. (શ્રીભા.૧૦.૩૦.૩૦), તેથી આપણે જીજ્ઞાસુંએ આ દશમસ્કંધના તીસમા અધ્યાયના શ્લોકાર્થ સમજવો જોઇએ.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

◦ **(ભાગવત) સાત્ત્વતી શ્રુતિ (એટલે) વૈષ્ણવોનો વેદ છે.** (શ્રીસુબોધિનીજી ૧.૪.૭)

◦ **લોકના નિયમોનો ત્યાગ કરી માત્ર ભગવાનનેજ પરાયણ રહે તે મહાભાગવત (ભગવદીય, પરમભગવદીય)** (શ્રીસુબોધિનીજી ૧.૪.૯)





# સત્સંગ સૂધા

## પાપીઓ સત્સંગમાં આવતાં નથી, તેનું કારણ ?

એક વખતે એક ભક્તે કોઈ મહાત્માને પ્રશ્ન પૂછ્યો કે, 'પાપીઓ સત્સંગમાં આવતાં નથી, તેનું શું કારણ હોઈ શકે ?' મહાત્મા ખૂબજ સંયમી, ધીર, અને વિવેકી હતાં. તેમણે ખૂબજ સાવચેત અને વિવેકથી કહ્યું કે, 'સત્સંગ એ એક પ્રકારની તોપ છે, ને તેમાં થતો ઉપદેશ એ સત્સંગની તોપના ગોળા છે. તે ગોળા પાપીઓની છાતી ફાડી નાખે છે. માટે પાપીઓથી સત્સંગની તોપ સામે ટકી શકાતું નથી, એટલે તેઓ સત્સંગમાં આવતાં નથી.' જેઓ સત્સંગમાં ન ભળે તેઓને માટે નક્કી સમજવું કે તેઓ પાપી છે; તેઓ અભાગિયા છે. તેઓને ધર્મજ્ઞાનની અને ઈશ્વરી જ્ઞાનની હજી પ્રબળ ઈચ્છા થહેલી નથિ, માટે તેઓ દયાને પાત્ર છે; કારણકે પોતાનું કલ્યાણ તેઓને હજી સમજાતું નથી, એટલે સત્સંગની તોપના ઉપદેશરૂપી ગોળા તેઓ સહન કરી શક્તા નથી. પ્રભુ ! એવા અભાગિયાઓની ઉપર દયા કરજો અને તેઓને સત્સંગમાં-ભગવત્‌માર્ગમાં ભળવાની બુદ્ધિ પ્રદાન કરશો, એવી વિનંતિ.

# શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યકત બત્તિસ લક્ષણ

## તીસમો લક્ષણ – ઉત્તમ નવી વસ્તુ સમર્પવી.

અબ તીસમો લક્ષણ કહેત હે: - જો વૈષ્ણવકો એસે ચાહિયે જો શ્રીઠાકોરજીકોં ઉત્તમ તે ઉત્તમ સામગ્રી સમર્પની, કમલકે વાકો આછી ભાંતિસો સંભારિકે સમર્પની. ફૂલ શ્રીઠાકોરજીકો સમર્પને. તુલસીપત્ર નિત્ય સમર્પને. જો શ્રીઠાકોરજીકે ચરણારવિંદ વિષે બહુ પ્રીતિ રાખની. જો નયી ઉત્તમ વસ્તુ મિલે સો શ્રીઠાકોરજીકોં પહેલે સમર્પની. ઓર સદૈવ એસી સમર્પની. ૩૦

।। ઈતિ શ્રીઉનતીસમો લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

*ત્રૈવર્ણિક (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય)ના ઉદ્ધાર માટે વેદ છે. સ્ત્રી અને શુદ્રોના (ઉદ્ધાર માટે) ઇતિહાસ છે. ઊભય (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, સ્ત્રી, શુદ્રો)ના સારનો (શ્રીભાગવતમાં) ઉદ્ધાર કરેલ હોવાથી તે સર્વનો ઉદ્ધાર કરનાર છે. (શ્રીસુબોધિનીજી – ૧.૩.૪૨)*





# આશ્રયકો પદ

## શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

અબતો બહોત ભયી હે નાથ;
સન્મુખ તુલસીદલ દે મોકો દઢકર પકરે હાથ ।। ૧ ।।
ક્ષમાકરો અપરાધ હમારે નિશદિન રાખો સાથ ।।
વિઠ્ઠલ ઉપર દયા કરો પ્રભુ હો અનાથ કે નાથ ।। ૨ ।।

**।। શ્રીવલ્લભનો સિદ્ધાંત ।।**

**સૂર્યાદિરૂપધૃક્ બ્રહ્મકાણ્ડે જ્ઞાનાંગમીર્યતે ।**
**પુરાણેષ્વપિ સર્વેષુ તત્તદ્રૂપો હરિસ્તથા ।। ૧૨ ।।** *(શાસ્ત્રાર્થ પ્રકરણ નિબંધ)*

*અર્થાત્ :- બ્રહ્મકાંડમાં (જ્ઞાનના અંગ તરીકે) સૂર્ય, ઇન્દ્ર, અગ્નિ વગેરેની બ્રહ્મરૂપે ઉપાસના કહી છે. તે જ્ઞાનના અંગ તરીકે માનવી. તેવી જ રીતે સર્વ પુરાણોમાં શિવ, દુર્ગા રૂપે પણ શ્રીહરિનું જ નિરૂપણ કરવામાં આવ્યું છે. અર્થાત્ – શ્રીકૃષ્ણ જ તે તે દેવ-દેવીઓ દ્વારા ફલદાન આપે છે. તેથી ભક્તિ દ્વારા શ્રીકૃષ્ણનું માહાત્મ્ય વધે છે.*

*બ્રહ્મકાંડ એટલે જ્ઞાનકાંડમાં જ્ઞાનને સિદ્ધ કરવા અનેક દેવોની ઉપાસના કહી છે. આ ઉપાસના ચિત્ત શુદ્ધિ માટે છે, એમ માયાવાદી માને છે. પરન્તુ સિદ્ધાન્ત દૃષ્ટિએ તે તે દેવો દ્વારા ભગવાન્ ફલ અપાવે છે, તેથી તેમાં ભગવાન શ્રીકૃષ્ણનું જ માહાત્મ્ય સમજાય છે. શ્રીગીતાજી અધ્યાય ૭ શ્લોક ૨૧માં ભગવાન આજ્ઞા કરે છે :*

*ભગવાન્ કહે છે કે 'જે મારા અંગરૂપ સૂર્ય દૂર્ગા ગણપતિ વગેરે અન્ય દેવતાની ઉપાસયા કરે છે, તે ઉપાસકોની શ્રદ્ધા તે તે દેવમાં અચલ કરું છુ. શ્રદ્ધાથી તે દેવનું ભજન કરે છે. અને તે દેવો મારી આજ્ઞાથી જ તે ઉપાસના કરનારને ફલ આપે છે. તે ફલ મેં જ નક્કી કરેલું હોય તે જ ફલ ઉપાસકને તે દેવ-દ્વારા મળે છે. પરંતુ તે ફલ અલ્પ અને નાશવાળું છે. અક્ષય નથી. આવા અન્ય દેવતાના ઉપાસકો અલ્પ બુદ્ધિવાળા છે. તેમને નાશવંત ફલ મળે છે. અ.૭-૨૧'*

*પુરાણોમાં દુર્ગા ગણપતિ વગેરે દેવો મુખ્ય દેવના અંગ તરીકે વર્ણવ્યા છે. કેટલાક સ્થળે શિવ વગેરે દેવોને જગત્ કર્તા તરીકે વર્ણવ્યા છે. તે શિવ વગેરે પણ મુખ્ય શ્રીહરિના અંગ રૂપ છે, શ્રીહરિ અંગી છે, તે દેવરૂપે શ્રીહરિ જ છે, શ્રીહરિ જ સાધનરૂપ છે. શ્રીહરિ જ ફલ રૂપ છે. આમ વિચાર કરવાથી પુરાણોની એકવાક્યતા સિદ્ધ થશે.*





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# શ્રીપંચમપીઠાધીશ્વર પૂ.ગો.શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીબાપાશ્રી)

## -: એક પરિચય અને વચનામૃત :-

## (વિ.સં.૧૯૧૫ થી ૧૯૬૯)

આ પરમ પ્રતાપી આચાર્ય શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીબાપાશ્રી)નું પ્રાગટ્ય સં.૧૯૧૫ના ચૈત્ર સુદ ૩ના શુભદિને થયું હતું. આપશ્રી શ્રીમહાપ્રભુજીના ૧૨મી પેઢીએ પ્રગટ થયાં હતાં. આપશ્રીના પિતૃચરણ શ્રીગોવિંદરાયજી (શ્રીગોવિંદપ્રભુ)એ પં.કન્હૈયાલાલ પાસે વિદ્યાભ્યાસની વ્યવસ્થા કરી હતી. તેમણે વેદ, પુરાણ, સ્મૃતિ, વ્યાકરણ વગેરે વિવિધ શાસ્ત્રોના સંપૂર્ણ અભ્યાસ કર્યો હતો. પરિણામે આપશ્રી વૈદિક ધર્મના પ્રખર વિદ્વાન, કુશળ વક્તા અને સ્વમાર્ગીયગ્રંથોના જ્ઞાતા બન્યા હતાં. વૈદિક આચાર-વિચારના આપ દૃઢ આગ્રહી હતાં. બ્રાહ્મમુહુર્તમાં પરોઢિયે ત્રણ વાગે આપ જાગતા હતાં. સ્નાનાદિથી પરવારી ભગવદ્સેવા, જપ-પાઠ, સંધ્યા, અગ્નિહોત્ર વગેરે નિયમિત કરતાં હતાં. આગંતુક વિદ્વાનો, પંડિતો વગેરેનું આદર-સન્માન તથા સ્વવચનસુધાથી સૌ સેવકોનું ભાવસિંચન કરતા હતાં.

આપશ્રીનું સનાતન ધર્મના આચાર્યોમાં અનોખું અને આદરણીય સ્થાન હતું. વૈદિક આચાર-વિચારના દૃઢાગ્રહી હોવા છતાં અન્ય ધર્મો, વિવિધ સંપ્રદાયો વગેરે પ્રતિ આપ સહિષ્ણુ અને ઉદાર મતવાદી વલણ ધરાવતાં હતાં. આથી જ સનાતન ધર્મમાં આપના અનેક પ્રશંસકો હતા. તે સમયનાં પં.મદનમોહન માલવિયા, લોકમાન્ય તિલક, જૈનાચાર્ય ધર્મવિજયસૂરિ, કટ્ટર શાંકર પંડિત વિષ્ણુરામ શાસ્ત્રી વગેરે અનેક મહાનુભાવો આપશ્રી પ્રત્યે આદરભાવ દાખવતાં હતાં. વળી પારસી તેમજ મુસ્લિમ કોમના પણ અનેક માણસો આપશ્રીથી પ્રભાવિત થયા હતાં. મહારાજ લાયબલ કેસ પછી પુષ્ટિમાર્ગ ઉપર છવાયેલા અંધકાર-આંધીના આવરણને દૂર કરવા નિ.લી.ગો.શ્રીજીવનલાલજી મહારાજ (બડા મન્દિર, મુમ્બઇ) તથા ભારતમાર્તંડ પં.ગટ્ટુલાલજીની સહાયથી શ્રીવાલ્લભસંપ્રદાયને પુનઃ મૂર્ધન્ય સ્થાને પ્રતિષ્ઠિત કરવા આપે જે અથાગ પરિશ્રમ લીધો હતો તે સાંપ્રદાયિક ઈતિહાસમાં ચિરસ્મરણીય છે. વળી તે સમયના દ્વારકા-શારદાપીઠના શ્રીશંકરાચાર્યે વૈષ્ણવધર્મ પ્રતિ દ્વેષપૂર્ણ પ્રચાર અને મલિન કીચડ ઉછાળવાનો પ્રયત્ન કર્યો હતો ત્યારે પણ આપશ્રીએ શાસ્ત્રોક્ત પ્રમાણોથી તેમને નિરુત્તર કરી વૈષ્ણવ ધર્મની વિજયપતાકા લહેરાવી હતી. આપશ્રીની આજ્ઞાથી સૌ પ્રથમ આ સંપ્રદાયમાં 'વૈષ્ણવધર્મપતાકા' નામન પત્રાચાર પત્રિકાનું પ્રકાશન થતું હતું, તેમાં સનાતન ધર્મ તેમજ પુષ્ટિમાર્ગના વૈવિધ્ય લેખો પ્રકટ થતાં તે ધર્મ, તેમજ

માર્ગ પ્રવર્તક લેખો હતાં. આજે પણ જો આ પ્રાચીન લેખો આ પત્રાચાર પત્રિકા પ્રાપ્ત થાય તો સર્વદા સ્મરણીય એવં મનનીય છે.

એક વાર પંજાબમાં કેટલાક ધર્મદ્વેષી માણસો સમક્ષ શ્રીમહાપ્રભુજીના અલૌકિક અગ્નિકુળનું માહાત્મ્ય પ્રગટ દેખાડી સૌને પ્રભાવિત કર્યા હતાં. મુંબઇ-માધવબાગમાં વારંવાર પધારી સ્વવચનામૃતોથી શ્રીમહાપ્રભુજીના દિવ્ય સિદ્ધાંતો, વૈષ્ણવોનું કર્તવ્ય, વૈદિક આચાર-વિચાર વગેરે અનેક વિષયો પર વ્યાખ્યાન હતા. મુંબઇનો વિશાળ સેવકસમૂહ આપશ્રીના વચનસુધારસનું પાન કરવા નિત્ય ઉપસ્થિત રહેતો હતો. તદુપરાંત સુરત, વલસાડ, પેટલાદ, ધર્મજ, બોરસદ વગેરે અનેક સ્થળોએ પધારી દૈવી જીવોને શરણે લીધા હતા. રાજા-મહારાજાઓ, ધનિક-નિષ્કિંચન, ક્ષત્રિય-બ્રાહ્મણ-વૈશ્ય વગેરે આપના સેવકો હતા. જીવદયા, ભક્તવત્સલતા, ગોબ્રાહ્મણપ્રતિપાલકતા વગેરે અનેક સદ્‌ગુણોથી સમ્પન્ન આપ મહાન આચાર્ય તરીકે સુપ્રસિદ્ધ હતા. એક સમય અમદાવાદમાં સનાતનધર્મને અનુસરનારા અનેક મઠાધિપતિ, સંપ્રદાયોના આચાર્યો, પંડિતો, વિદ્વાનો, શાસ્ત્રીઓ એકત્રીત થયાં હતા. તે સમયે ગૌ-હત્યાનો પ્રશ્ન એક ખૂબજ પેચિદો વિષય હતો. સૌ વક્તાઓ પોતાનું વક્તવ્ય જ્યારે કરી રહ્યાં, તે સમયે અન્તમાં શ્રીબાપાશ્રીએ પોતાનું અલ્પ વક્તવ્ય પ્રકટ કર્યું. તે સમયે આપશ્રીએ વચન પ્રકટ કર્યાં, ‘મારા પહેલાં અનેક વિદ્વાનો, પંડિતો, મઠાધિપતિ, સંપ્રદાયોના આચાર્યો, વગેરેએ પોતાના વિસ્તૃત પ્રવચનો રજુ કર્યાં છે. અહિં આજે અનેક સંતો એકત્રીત થયાં છે. ભારતવર્ષમાંથી આપસૌ અત્રે પધાર્યા છો, હું આ પ્રસંગે કેવળ એકજ નિવેદન કરવા માંગુ છું કે જો અહિં ઉપસ્થિત સર્વ કેવળ એક એક ગાયને પોતાના ઘરમાં લાલન-પાલન કરીશું, પોતાના ઘરમાં પધરાવીને તેને સાચવીશું, ત્યારે આજે જે ગૌ-હત્યાઓ થાય છે, તેમાંથી અધિકાંશ આપત્તિ સમાપ્ત થઇ જશે’. કેવળ આટલું કહીં આપશ્રી પોતાના સ્થાને બીરાજી ગયાં. સૌ સભામંડપ આ સાંભળીને સ્તબ્ધ થઇ ગયાં અને સૌએ આપશ્રીના વિચારને હર્ષોલ્લાસથી વધાવી લીધાં.

સનાતન ધર્મમાં પુષ્ટિમાર્ગમાં ડંકો વગાડનાર આવા પરમ પ્રતાપી અને પ્રતિભાસંપન્ન આચાર્ય શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીબાપાશ્રી) સં.૧૯૬૯ના શ્રાવણ વદ ૨ના દિવસે નિત્યલીલામાં પધાર્યા હતાં. આઓ, આજે આપણે આપશ્રીના અનેક વચનામૃતમાંથી એક પત્રાત્મક વચનામૃતનું અત્રે અધ્યયનમાં લઇએ અને માર્ગ એવં સનાતનધર્મનો યથાર્થ બોધ પ્રાપ્ત કરીએ. આપશ્રીએ એક સમયે માધવબાગ (મુંબઇ)માં સભામાં વૈષ્ણવોને આજ્ઞા કરતાં કે ‘હવે તમારું જીવન સુધારો, પુષ્ટિમાર્ગને મહાન બનાવવા અમોને સહાય કરો. અમારા પ્રત્યે વિશેષ વેવલાપણું દાખવી અજ્ઞાનવૃત્તિથી અનુચીત આચરણ કરવું તે

યોગ્ય નથી. વિશેષ ગુરુભક્તિનો એવો અર્થ નથી કે માર્ગમાં અયોગ્યવૃત્તિને દાખલ કરવી. માટે બધા વૈષ્ણવોને મારી નમ્ર વિનંતી છે કે આવું આચરણ કદાપિ હિતાવહ નથી.'

આપશ્રી હંમેશા હિન્દુ-મુસ્લીમ ઐક્ય માટે તત્પર રહેતા. આપશ્રીના ભરતપુરના નિવાસ દરમ્યાન કોમી હુલ્લડ થયું ત્યારે શાન્તિ સ્થાપના માટે બન્ને કોમના અગ્રણીઓને બોલાવામાં આવ્યા. પરંતુ સમાધાન થઇ શક્યું નહિં. અંતમાં બન્ને કોમના વડાઓએ શ્રીબાપાશ્રીને મધ્યસ્થી સ્વીકારી. અને આપશ્રીએ બન્ને પક્ષને સંતોષ થાય તેવું સમાધાન આપ્યું. હૈદ્રાબાદના નિઝામનો પુત્ર આપશ્રીનો સેવક હતો, આપ જ્યારે હૈદ્રાબાદ પધારતા ત્યારે તેના ઘરે પધારી કુટુંબીજનોને ઉપદેશ આપતાં. આમ આપશ્રીના ધાર્મિક દૃષ્ટિ વિશાળ હતી, તેથી ઘણા અંગ્રેજો, નવસારીમાં પારસીઓ અને ઓડ ગામમાં મુસલમાનો આપશ્રીના સેવક બન્યા હતા.

*શ્રીબાપાશ્રીના સમયમાં અને આજના સમયમાં જ્યારે આપણે આ પત્રાત્મક ઉપદેશ વાંચશું ત્યારે જણાશે કે તે સમય અને આજના સમયમાં બધું એક સરખું જ છે, આપણી માનસીકતા પણ એક સરખી જ છે. માર્ગને સાચી રીતે આપણે જાણવા માંગતા નથી, અને સાચો બોધ આપણે ભણવા માંગતાં નથી. પછી કેવળ આપસી હુંસાતુંસી કરી, આ સુન્દર આત્મકલ્યાણ કરનાર માર્ગને આપણે વખોડી રહ્યાં છીએ. આપણે પોતાના શ્રીગુરૂદેવની સન્મુખ સત્ય કહેવાનું ટાળીએ છીએ, કારણકે ડર લાગે છે કે સમાજમાં બધાં ને ખબર છે કે અમે શ્રીગુરૂજીના નિકટતમ્ છીએ, અને જ્યારે સત્ય કહીંશું અને જો શ્રીગુરૂદેવ નારાજ થઇ જશે, તો પછી આપણાને પોતાનાથી દૂર કરી દેશે અને પછી સમાજમાં આપણે બદનામ થઇ જઇશું. અને ઘણાં એવો તર્ક બતાવે કે અમે શ્રીગુરૂદેવનું સ્વરૂપ એવું છે, કે શ્રીગુરૂદેવની સામે અમે કશું પણ કહેવા યોગ્ય નથી. પછી ભલે તે સત્ય હોય કે અસત્ય. પણ રામ ભરોસે ચાલવાજ દઇએ. મારા બાપનું શું બગડવાનું છે. આપણું તો ચાલે છેને? જો આવો અભિગમ જે રાખતાં હોય તેને તો આ શ્રીબાપાશ્રીનો પત્રાત્મક ઉપદેશનો અવશ્ય અભ્યાસ કરવો જોઇએ, અને પછી સ્વયં મનન-ચિન્તન કરવું જોઇએ, કે શું હું આ માર્ગનો સાચો સેવક છું? શું હું મારા શ્રીગુરૂદેવ અને માર્ગનો હીતેચ્છુક છૂં? શું મને આ માર્ગમાં મારા શ્રીવલ્લભની કૃપાથી શ્રીગુરૂદ્વાર પ્રતિનિધી સ્વરૂપ શ્રીગુરૂદેવ પાસેથી માર્ગીય દીક્ષા, એવં માર્ગીય બોધ પ્રાપ્ત થયોં છે, શું હું તેનો સદ્દુપયોગ કરૂં છું? જરાં વિચાર કરવો જોઇએ...આપસી હુંસાતુંસી અને કાદવ પર બેસનાર માખી અને કાગડા સમાન ન બનીને આપણે હંસ બનીએ. અસ્તુ..*







## -: નિ.લી.પંચમપીઠાધીશ્વર પૂ.ગો.શ્રીદેવકીનન્દનાચાર્યજી (શ્રીબાપાશ્રી) મહારાજના વચનામૃત :-

### – પત્રાત્મક ઉપદેશ –

*(ગો.શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી સર્વ પ્રથમ મુંબઇ ઇ.સ.૧૮૮૫માં પધાર્યા હતાં. તે સમયનું આ પ્રવચન છે તે સમયની પરિસ્થિતિ આજના સમયથી કેટલી કળતી આવે છે એ જોઇને આશ્ચર્ય થાય છે. આજથી લગભગ ૧૨૫ વર્ષ પૂર્વના આ વચનામૃત આજે પણ કેટલા સત્ય છે, તે આપણે સૌ વાંચીને વિચાર કરીને સત્યને અનુસરીએ. )*

### *વૈષ્ણવોને સારભૂત ઉપદેશ :*

મને મુંબઈમાં આવે બે અઢી મહિના થયા છે આટલા થોડા સમયમાં અહીંના અમારા વર્ગના મહારાજો તથા વૈષ્ણવોની જે રીતભાત મારા જોવામાં આવી છે તે વિષયમાં મારે કંઈક કહેવું જોઈએ. અમારા પૂર્વાચાર્ય જે પ્રકારે આ સંપ્રદાયના યથાર્થ સ્વરૂપને સમજી શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનું સંપૂર્ણજ્ઞઅન પ્રાપ્ત કરીને પોતાના વૈષ્ણવોને ઉપદેશ આપતા હતા, તે જ રીતે અમારે પણ જ્ઞાન પ્રાપ્ત કરીને વૈષ્ણવોને ઉપદેશ દ્વારા સમજાવવું જોઈએ, હવે તો ઘણાં સમયથી વૈભવ અને દ્રવ્યથી લાલસા તથા મોજશોખમાં પડી જવાથી અમે લોકોએ તેને (જ્ઞાન સંપાદન તથા ઉપદેશ) છોડી દીધા છે તે દુર્ભાગ્યની વાત છે.

આજકાલ ઘણા બધા સમાચાર પત્રોમાં હું આ સંપ્રદાયની નિંદા વાંચું છું. લોકો પણ આપસમાં આ સંપ્રદાયની ઘણીબધી નિંદા કરે છે. જો આ સંપ્રદાયમાં થોડુંક પણ ન હોત તો તે લોકો આ હદ સુધી આટલી બૂમાબૂમ ન જ કરત. અમે લોકો જે કંઇ કરીએ છીએ તેને ઉત્તેજન આપવાવાળાનો પણ બહુ દોષ છે. અમારામાં જે દોષ દેખાઇ આવે તેને ઉત્તેજન ન આપતાં તેનાથી દૂર રહેવાનું વૈષ્ણવોનું કર્તવ્ય છે. દરેક મનુષ્ય જેવો સંગ કરે છે તેવા સદ્‌ગુણ અથવા દૂર્ગુણ શીખે છે. એટલા માટે બૂરા સંગથી અગર અમે લોકો દુર્ગુણ શીખ્યા હોય એ તો વૈષ્ણવોનું કર્તવ્ય છે કે તેને દૂર કરાવવાનો પ્રયત્ન કરે.

પ્રાચીન સમયમાં સેવક પણ ગુરુના દોષોને દૂર કરતા હતા. તે સમયના સેવક આજકાલનાં જેવા ભક્તોની જેમ હા જી હા કરવાવાળા અથવા ધીરે ધીરે બગાસા ખાતી વખતે ચપટી વગાડવાવાળા નહોતા. જૂઓ શ્રીગુંસાઈજી બાળપણમાં હાંસી મજાકની રમત રમતાં હતા. તે જોઈને શ્રીમહાપ્રભુજીના સેવક દામોદરદાસ હરસાનીજીએ શ્રીગુંસાઇજી જેવાને પણ કહ્યું કે આ કંઇ હાંસી-ખેલ કરવાનો સંપ્રદાય નથી. તો પછી તમારે લોકોએ અમારી ભૂલો અમને શા માટે ન બતાવવી જોઈએ! કંઇ નહિ તોય સાચા શિષ્યે તો ગુરુને અવશ્ય કહેવું જોઈએ.

એટલા માટે મારામાં જે દુર્ગુણ જણાય તે બેશક કહેવા જોઈએ. પછી માનવું કે ન માનવું તે તો મારા ઉપર આધારિત છે. તે જ પ્રકારે ગુરુ પાસેથી વિદ્યા, ધર્મ, જ્ઞાન વગેરે શીખી લેવા જોઈએ, પરંતુ પોતે અજ્ઞાની તો રહેવું ન જ જોઈએ.





મારાથી બોલ્યા વગર રહી શકાતું નથી કે અમારી (મહારાજોની) રીતિ નીતિ બગડી ગઇ છે. તેટલી જ તમારી વૈષ્ણવોની બુદ્ધિ બગડી છે, કેમકે અમારા દુર્ગુણ જે તમે જુઓ છો તેને એમ માનીને કે આ દુર્ગુણ આપણાથી પ્રાચીન આચાર્યોમાં હશે, તેથી ચાલવા દો છો. એટલું જ નહિં પણ તમે લોકો દુરાચારમાં સહાયક બનો છો. તમે ગ્રંથો તથા સ્વમાર્ગીય પ્રાચીન પુસ્તકો વાંચીને એ જાણવાનો બિલકુલ પ્રયાસ જ નથી કરતાં કે પ્રાચીન આચાર્યોમાં એવા દુર્ગુણ હતા કે નહિ. આપણા સંપ્રદાય સંબંધી ઉપદેશ સાંભળો, વિદ્યાધ્યયન કરો, સ્વમાર્ગીય ગ્રંથોને વાંચીને સંપ્રદાય સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરો અને સંપ્રદાય કે ગ્રંથોમાં બતાવ્યા અનુસાર ધર્માચરણ કરો. શાસ્ત્રમાં કહ્યું છે કે કદાચ વિદ્યા નીચની પાસે હોય તો પણ તેને શીખી લેવી જોઈએ. તો પછી આપણાં સંપ્રદાયના મહાન વિદ્વાન અર્થાત્ પંડિત ગટ્ટુલાલાજી પાસેથી શીખવામાં ખોટું શું છે ? આ બાબતમાં મને મારા પિતૃચરણોનું સ્મરણ થાય છે. મારા પિતાજી વારંવાર કહેતા હતાં કે સંપ્રદાયનાં વિષયમાં ગટ્ટુલાલાજીનાં હૃદયમાં શ્રીમદાચાર્યજીનો અંશ બિરાજે છે, આજકાલ ઘણાં બધા લોકો તેમનાથી દુર્ભાવ રાખે છે, તે ન થવું જોઈએ. આપણા સંપ્રદાયનું જ નહિં બલ્કે આપણી મહાન વિશેષતાવાળા આર્યધર્મનું જેટલું જ્ઞાન તેમને છે એટલુ જાણનાર મારી નજરમાં આવતો નથી. એટલા માટે એમની પાસેથી સત્ય ધર્મ અવશ્ય સમજવો જોઈએ. હું પોતે પણ કોઈ ખોટી વાત કહું તો ન માનવી જોઈએ. આવા સમયમાં હંસની જેમ દૂધ રૂપી સાર ગ્રહણ કરવાનો સ્વભાવ રાખવો જોઈએ, પરંતુ કાગડાની જેમ ગંદકીની ઉપર બેસવાનો સ્વભાવ ક્યારેય નહિં રાખવો જોઈએ.

માખીનો તો સ્વભાવ જ હોય છે કે જ્યાં ઘા હોય છે ત્યાં જ જઈને બેસે છે. જૂઓ પરમદિવસની સભામાં રાઘવાચાર્યને, જ્યારે પૂછવામાં આવ્યું કે તમારા નિમ્બાર્ક સંપ્રદાયમાં પાદુકા પૂજવાની રીત છે કે નહિં ? ત્યારે તેમને કહ્યું 'રીત તો છે પરંતુ નાશ થયા પછી'. આ શબ્દ એમના મુખેથી નિકળતાં જ પાદુકા પૂજા વિરોધી પ્રતિપક્ષી જે થોડાક લોકો ત્યાં બેઠા હતાં તેમણે લાગ્યું કે આપણો જય થઈ ગયો અને તુરત તાલી વગાડીને ધન્યવાદ આપવા લાગ્યા. સારું જ થયું કે તે વખતે સૌભાગ્યથી તે સંપ્રદાયના શાસ્ત્રી ભીમાચાર્ય ત્યાં જ બેઠા હતા, તેમણે પ્રમાણ સાથે બતાવ્યું કે વિદ્યમાન અને અવિદ્યમાન (ભૂતલ પર નહિં બિરાજતાં) બન્ને આચાર્યોની પાદુકાનું પૂજન અમારા સંપ્રદાયમાં હોય છે. તેમનું કહેવાનું કારણ એટલું જ હતું કે જેમનો સ્વભાવ માખી જેવો હોય છે તે બીજાના ઘા જેવા છીદ્રોને શોધીને જ શાંત થાય છે.

આનાથી એ ન સમજવું કે જોઈએ કે મારા કહેવાનો આશય એ છે કે તમે લોકો અમારા અવગુણ કહો જ નહિં, હું વારંવાર કહું છું કે મારામાં જે દુર્ગુણ તમારા ધ્યાનમાં આવે તે તમે મને અવશ્ય કહો, કેમકે તેમ થવાથી તમે અને હું જ જાણીશું અને જ્યારે કોઇ ત્રીજો જશે તો બહાર જઈને હજારો લોકોને કહેશે, જેનાથી તમારી અને અમારી બન્નેની દુર્દશા-ફજેતી બધાની આગળ થશે. એટલા માટે બહાર જઈને બૂમો પાડવી તે મારૂ સત્ય શાસ્ત્રકારોનું કે મારા વિદ્વાનોનું અને સજ્જન મનુષ્યોનો અભિપ્રાય નથી. હું જેમ ઇચ્છું તેમ ન કરવા દો, કેમકે સદ્‌ગુણ કે દુર્ગુણની વૃદ્ધિ તેને ઉત્તેજન આપવાથી થાય છે. દુ:સંગમાં પડવાથી એક

મહારાજ શિકાર ખેલવા માટે એકદમ તૈયાર થઇ ગયા હતા અને જો જાતીવાળા તેમને ન રોકત તો તે જરૂર કરત.

ઘણા લોકોને અમારું આચરણ પસંદ ન આવવાથી તેમને અમારો સંગ છોડી દીધો છે જેથી તેમને ભગવત્સેવાનો સંબંધ પણ છૂટ્યો છે, અને તેઓ માત્ર વિત્તના (પૈસા સંબંધી) સેવા કરવા લાગ્યા છે, કેમ કે અમારે ત્યાં આવવાથી એમનું માન દુઃખી થાય છે. આથી તેમને તનુજા સેવા જે સેવા શરીરના પરિક્ષમથી થઇ શકે તેને પણ છોડી દીધી છે. તો પછી માનસી સેવાની તો વાત જ ક્યાં આવી ? પરંતુ એમ જ કરતાં અમે લોકો જો નથી જાણતા પરંતુ બીજા તેને જાણે છે તો તેનાથી શીખી લેવું જોઇએ. શાસ્ત્રની પણ આજ આજ્ઞા છે એટલા માટે તેઓ જ્યારે આવા સ્વધર્મ (પોતાના ધર્મ)નું જ્ઞાન પ્રાપ્ત કરશે ત્યારે જ ધર્મનો ઉદય થશે.

આજકાલ ધર્મનો એક પગ રહ્યો છે. તે પણ લંગડો છે. જે બળદના ત્રણ પગ તુટી ગયા છે તે બિચારો એક લંગડાતો પગથી કેવી રીતે ચાલી શકે ? તેને તો બે ચાર જણા ગાડીમાં ઉઠાવીને લઇ જાય ત્યારે જ જઇ શકે. લઇ જઇને તેને દાણા ખવડાવે, ચારો ચરાવે અને તેની બરાબર દેખરેખ રાખે, ત્યારે તે પોતાના પુરા આયુષ્ય સુધી જીવી શકે, તે જ રીતે ધાર્મિક લોક પોતાના ધર્મની યોગ્ય સેવા કરશે તો ઠિક છે, નહિં તો મને બય છે કે આપણો ધર્મ ડૂબી જશે.

બીજા સંપ્રદાયમાં ઉપદેશ આપવામાં આવે છે તેમાં ઉપદેશને માટે નિયમ છે. તે સંપ્રદાયોના શિષ્ય ગુરુને બધાની સામે ગાળ નથી દેતા. ગુરુના દોષો જ જોઇ તેમની જ્યાં ત્યાં નિંદા નથી કરતાં, પરંતુ પોતે જ કયા પ્રકારે ધર્માચરણ કરવું જોઇએ, તેની શોધ કરે છે. તેઓ આપણાં લોકોની સરખામણીમાં ધર્મને પણ સારી રીતે પાળે છે.

તેથી 'मूलं नास्ति कुतः शाखाः' તેમાં પહેલાં અમારો જ દોષ છે. જો વૃક્ષમાં થડ હોય તો તેમાંથી શાખા ફૂટે, તે જ રીતે અમારા લોકોમાં ધર્મ હશે તો તમારામાં જશે. તેજ રીતે તમારે ધર્મમાં કોઇ શંકા હોય તો પૂછવું જોઇએ કેમકે 'માંગ્યા વગર તો માં પણ ન પિરસે', (*શ્રીમહાપ્રભુજીએ પણ કૃષ્ણદાસ મેઘનને આજ્ઞા કરી હતી કે આગળ જતાં કોઇ પ્રશ્ન પુછશે નહિં, અને કોઇ રાહ બતાવશે પણ નહીં, અહિં શ્રીબાપાશ્રીએ માંગ્યા વગર તો માં પણ ન પિરસે, એ કહેવાનો તાત્પર્ય શ્રીમહાપ્રભુજીની વાણીનો બોધ કરાવે છે, કે આજે આપશ્રી શ્રીગુરુદેવ પાસે કંઇપણ પૂછતાં નથી, અને વગર પૂછે શ્રીગુરુદેવ આપણને કંઇ માર્ગીય બોધ પ્રદાન નથી કરતાં.*) આ બિલકુલ સ્પષ્ટ સમજો. ગુરુ કેવા કરવા જોઇએ તે શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીની આ પ્રમાણે આજ્ઞા કરે છે.

कृष्णसेवापरं वीक्ष्य दम्भादिरहितं नरम् ।
श्रीभागवततत्त्वज्ञं भजेज्जिज्ञासुरादरात् ।।

' **कृष्णसेवापरं वीक्ष्य**' અર્થાત્ ઉત્તમ પ્રકાર શ્રીકૃષ્ણની સેવામાં તત્પરતા. આજકાલની જેમ નહિં કે મુખીયાજી અવાજ દે કે 'સમય હો ગયા' તો કહે કે 'આતા હૂં' અને કોઇ વિનંતી કરવા આવે કે 'નાટક નો





સમય થઇ ગયો છે, ગાડી તૈયાર છે', તો હાથની ચપટી વગાડી કહે કે 'ચાલો', આવું ન થવું જોઇએ. શ્રીગુંસાઈજીના પૌત્રનો વિવાહ હતો. તે સમયે ભારે ધૂમધામથી તૈયારી થઇ અને આપને પધારવા માટે વિનંતી કરવામાં આવી ત્યારે આપે કહ્યું કે 'મારી ઉત્થાપનની સેવા રહી જાય છે'. જુઓ! ભગવત્સેવા આગળ તેમને વિવાહ કરાવવાની પણ જરૂરિયાત નહોતી. તે તો ઠીક પણ મંગળાથી શયન સુધીની સેવા તો બરાબર થવી જોઇએ હવે પોતાના જ ઘરની વાત કરું તો શ્રીઠાકોરજીના ભોગમાં એવી બે સામગ્રી આરોગાવવામાં આવે છે કે તે કોઇના માથામાં ફેંકીને મારવામાં આવે તો માથું તો ફૂટી જાય પન તે પદાર્થ ન તૂટે, કેટલીયે જગ્યામાં તો તેને ફોડવા માટે લાકડી કે હથોડો રાખે છે, તે છતાં પણ જ્યારે બે-ત્રણ વાર હથોડાના ફટકા પડે ત્યારે તેના ટૂકડા થાય, મેં આમ કરવાનું કારણ પૂછ્યું તો સમ કહેવામાં આવ્યું કે નરમ રાખીએ તો તૂટી જાય અને તૂટી જાય તો ભિતરીયા ઝતડા કરે. તો ભિતરીયાના સુખ માટે શ્રીઠાકોરજીને શ્રમ થાય તો હરકત નહિં! એક વાર શ્રીગુંસાઈજીના સમયમાં મહાપ્રસાદમાં સળી આવી ગઇ, આથી શ્રીગુંસાઈજીએ કહ્યું કે 'હું સન્યાસ લઉં છું, આજે તો સળી આવી છે અને કાલે સેવામાં મૂસળ આવશે. આપણો ગૃહસ્થાશ્રમ ભગવત્સેવા માટે છે અને તે સેવા સારી રીતે ન બની શકે તો મારું તેમાં રહેવું વ્યર્થ છે.'

શ્રીનાથજીની આરતી જે દિવસે ભટ્ટજીએ ઉતારી તે દિવસથી તેમની સેવા છોડાવી દેવામાં આવી, તે એટલા માટે કે આજ આરતી કરી છે તો કાલે શ્રૃંગાર કરશે અને એમ કરીને મારી સેવા છોડાવી દેસે. તે સમયે તે એવું ન્હોતા જાણતા કે આજની જેમ ગિરનારા, સાંચોરા શ્રીઠાકોરજીની સેવામાં ન્હાસે. તેમનો ઉદ્દેશ્ય એ હતો કે ભગવત્સેવા તો પોતાના હાથથી જ કરીશ. અને રસોઇની સેવા મારી વહુ-બેટી કરશે. શ્રીકન્હૈયાલાલજીને ત્યાં આજસુધી રસોઇની સેવા વહુ-બેટી જ કરે છે.

પ્રાચીન સમયમાં વલ્લભકુળના બાળક શ્રીઠાકોરજીના પાત્ર માંજવા સુધીની સેવા કરતાં હતાં, તેમના હાથ અમારા ગટ્ટુલાલાજીના હાથ જેવા રહેતા હતાં. મારા પૂર્વજોમાં એક શ્રીદેવકીનંદનજી હતાં. એક વાર કોટા પધાર્યા હતા, તેમને એકવાર ત્યાંના મંદિરમાં જઇને જોયું કે ગુંસાઇ વાસણ માંજી રહ્યા છે. દેવકીનંદનજીએ મહારાજશ્રીને પૂછ્યું કે આ શું થઇ રહ્યું છે? ત્યારે શ્રીમથુરેશજીવાળા મહારાજે કહ્યું કે આવો તમે પણ માંજો, શ્રીઠાકોરજીની સેવા તો બુહારીથી શ્રૃંગાર સુધીની એકજ છે. ત્યારે આપે કહ્યું, 'આપના અહોભાગ્ય છે કે આપ બધી સેવા કરો છો. અમારા ઠાકોરજી ઘણા કોમળ છે, તેથી મારે પોતાના હાથોથી અધિક સાચવણી રાખવી પડે છે. નહિં તો મુખિયાજી શ્રીઠાકોરજીને અડવા પણ ન દે'. આ દ્દષ્ટાંત આપવાનું કારણ એ છે કે પ્રાચીન આચાર્યોમાં સેવાનો આગ્રહ ત્યાં સુધી હતો, હવે તો તે આગ્રહ ઘણું કરીને દૂર થઇ ગયો છે.

કેટલાક લોકો કહે છે કે 'દેવકીનન્દનજી તો સિંહાસન ઉપર બેસીને જપ કરે છે. તેમને સેવાની જરાય ફીકર નથી', પરંતુ આ વાતની પરીક્ષા તો કામવનમાં શ્રીચન્દ્રમાજીને પાસે અમે હોઇએ તે સમયે થઇ શકે.





दम्भादिरहितं અર્થાત્ દંભ, ક્રોધ, કામ, લોભ, મોહ, મદ, મત્સર ઇત્યાદિથી રહિત ગુરુને પૂજવા જોઇએ, દંભ અર્થાત્ પાખંડ અર્થાત્ કહેવું કંઇક અને કરવું કંઇક, આવું કરવાવાળા ગુરુનું કોઇ ન માનો અમે તમને આચાર વિચાર રાખવાનું કહીએ અને અમે પોતે આચાર-વિચાર ન પાળીયે તો તમે બહાર જઇને કહેશો કે ગુંસાઈ (મહારાજશ્રી) તો પાગલ થઇ ગયા છે. કામ-ક્રોધ યુક્ત ગુરુ ન હોવા જોઇએ.

श्रीभागवततत्त्वज्ञं અર્થાત્ શ્રીમદ્ ભાગવતના તત્ત્વોને જાણવાવાળા ગુરુ હોય તો લોકો પૂજે. અમારા જેવાને નહિં કે જેને ભાગવતનો એક શ્લોક પણ બરાબર બોલતાં ન આવડતો હોય. આજકાલ તો ઘણાં શિષ્યો કહેશે કે તમારા ઉપદેશને અમારે શું કરવાનું છે ?

શ્રીઆચાર્ય મહાપ્રભુએ 'શિક્ષાશ્લોક'માં જે આજ્ઞઅ કરી છે, તે સમય આજ આવ્યો છે.

यदा बहिर्मुखा यूयं भविष्यथ कथञ्चन ।

तदा कालप्रवाहस्था देहचित्तादयोप्युत ।। १ ।।

सर्वथा मक्षयिष्यंति युष्मानिति मतिर्मम् - ईत्यादि

જો તમે કોઇપણ રીતે બહિર્મુખ થશો (અર્થાત્ ઇન્દ્રિયાને બહેકાવશો) તો કાળના પ્રવાયમાં પડેલો તમારો દેહ, ચિત્ત વ પદાર્થ પણ તમને સર્વથા ખાઇ જશે. એવો મારો વિશ્વાસ છે. આજ કાંઇક આ અનુભવ પ્રત્યક્ષ દેખાય છે ? મેં આપના સંપ્રદાયના વિષયમાં એક અનુમાન કાઢ્યું છે કે શ્રીમહાપ્રભુજીથી સાત સ્વરૂપ સુધી બ્રહ્મલીલા હતી અર્થાત્ બ્રહ્મનું કામ જેમ સંસાર રચના છે, તેમ તેમને સંપ્રદાયનો વિકાસ, લોકોને ઉપદેશ આપવો વિ. કામ કર્યું તે લોકો આજકાલની જેમ અદાલતોમાં મુકદ્દમા ચલાવવાની માથાફોડી કરતા નહોતા. મારી પાસે અમારા શ્રીદેવકીનન્દનજી મહારાજના હાથનો લખેલો પત્ર છે. તેમાં તેમને પોતાના પિતાને લખ્યું છે કે મેં ગુજરાતમાં ૨૩ ગામોમાં નવા સેવક કર્યા છે, જે બાંધની, મહુધા વગેરે ગામોમાં આજકાલ પણ અમારા સેવક છે. આ પ્રકારે પુષ્ટિમાર્ગીય સૃષ્ટિને વધારતાં હતા. તે પછી મધઆયકાળમાં શ્રીહરિરાયજી, શ્રીપુરુષોત્તમજી વગેરે આચાર્યોમાં વિષ્ણુલીલા હતી. વિષ્ણુનું કામ સંસારનું પાલન કરવાનું છે. તે પ્રકારે તેમણે પણ લોકોને ધર્મોપદેશ કરીને ધર્માચરણ કરાવ્યું અને દેખાડ્યું કે આ જ પરિપાડી છે. તેમાં ચાલશો તો તમારું કલ્યાણ થશે. હવે આજકાલ અમારામાં ઘણાએ શિવલીલા સ્વીકારી છે. શિવનું કામ સૃષ્ટિના સંહારનું છે, તે જ રીતે આ લોકો પણ સંપ્રદાયના સંહારમાં કેટલાક સમયથી લાગી ગયા છે. એટલા માટે તેમને તેમ કરતા રોકવા જોઇએ અને વારંવાર ધર્મ સંબંધી પ્રશઆનો પૂછી, સ્વમાર્ગીય ગ્રંથો વાંચી સંભળાવીને જે અમને ન આવડે તે વાત પોતાના માર્ગની રીત તથા પ્રાચીન ગ્રંથોના આધારથી નાનું બાળક કહે તો તે પણ માનીને તદનુસાર ધર્માચરણ કરવું જોઇએ. પરંતુ માર્ગની વિરુદ્ધ





ઉપદેશ કરવા ખુદ પરમેશ્વર પણ આવે તો પણ તેને નહિં માનવો જોઇએ તે સમયે તો તેમને દંડવત્ કરવા જોઇએ. આજકાલ આપણા સંપ્રદાયની આ જ દુર્દશા થઇ છે જેમ રાખ હોય છે તો અગ્નિની. એટલા માટે આ અજ્ઞાન અને દુરાચરણરૂપી રાખને દૂર કરીને અગ્નિનો પ્રકાશ પડે તેવા પ્રયત્નો કરવો જોઇએ, ઘણાં કહે છે કે દેવકીનન્દનને આ સંપ્રદાયનો રસાતલમાં મોકલવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ મને કહો છો તો હું એકલો જ નહિં પરંતુ અમારામાં અનિષ્ટ પ્રેમ કરવાવાળા હજારો ભાવક લોકો તેમ કરવા તૈયાર થયા છે. કેમકે મહાસમર્થ શ્રીમહાપ્રભુજી એકલા એજ સંપ્રદાયને ચલાવ્યો, તે સાચું છૈ કે પરંતુ તેને રસાતલ મોકલવાનું કામ એકથી થવા લાયક કામ નથી, આ તો અનેક લોકોનું કામ છે.

વૈષ્ણવલોકો અગર પ્રયત્ન કરવામાં લાગી જાય તો સંપ્રદાયનો નાશ થવાનું તો કાંઠે રહ્યું પરંતુ થોડા જ સમયમાં તેની ઉન્નતી થઇ જાય. તે પ્રયત્ન તે છે કે ઘણાં ગુપ્ત ગ્રંથો છે તે સિવાય બીજા ગ્રંથ છાપવા, તેનું ભાષાંતર કરવું, સ્વમાર્ગાદિ ગ્રંથોનું અધ્યયન કરવું, ધર્મસભાઓનું સ્થાપન કરવું, પાઠશાળાઓ ખોલવી વિ. આટલા મોટા મુંબઇ શહેરમાં એક ધર્મસભા (આર્યાસુધ્ભોદય) માધવબાગમાં અને એક જ સંસ્કૃત પાઠશાળા (વિદ્યાલક્ષ્મી) ગટ્ટુલાલાજીનાં મંદિરમાં દેખાય છે. આ શહેરના વૈષ્ણવોની સંખ્યાનું પ્રમાણ જોતાં આ સુવિસ્તાર ઓછામાં ઓછી ચારપાંચ ધર્મસભાઓ તથા પાઠશાળાઓ હોવી જોઇએ. આ શહેરમાં ઘણાં બધા પૈસાપાત્ર સદ્ગૃહસ્થ છે. તેઓ જો આ બાબત ધ્યાન પર લે તો તે બનવું મુશ્કેલ કામ નથી, ઘણા તો એવા શોખીન છે કે ૧૦૦-૧૨૫ રૂપિયા મહિને આપણે વૈશ્યા રાખે છે, જો તેઓ સારાસારા પંડિતોને તેટલા રૂપિયા મહિને આપે તો કેટલી પાઠશાળાઓ ઉભી થઇ જાય ? અને એમ થાય તો સંપ્રદાયની ઉન્નતિ કેમ ન થાય ? જેમકે સંસ્કૃત ભાષા ન આવડતી હોય તે પોતાના ઘરોમાં સ્થાનિક ભાષાના બે ગ્રંથ રાખે અને સમય મળે તેને જાતે વાંચે અને ઘરવાળાને પણ સંભળાવે આ પ્રકારે ધર્મ સમજો અને સમજાવો. જો આપણે લોકો એક એક ધર્મ સભા સ્થાપીએ તો આ માર્ગને તેનાથી કેવું ઉત્તેજન મળે અને તેનાથી કેટલી ઉન્નતી થશે ? તે જ પ્રકારે ધનવાન ગૃહસ્થ અમારા બંગલા, વાડી, ગાડી-ઘોડા વગેરેમાં જેમ ખર્ચ કરે છે તેમ સ્વમાર્ગીય વિદ્વાનો અને ગ્રંથોને એટલા જ ધનથી ઉત્તેજન આપતા હોય તો સંપ્રદાયનો એકદમ ઉદય શા માટે ન થાય ? કેટલાય એવા કરોડપતિ ભક્ત આવે છે કે લાંબા પડીને દંડવત્ કરે છે, તેનું કારણ એ છે કે સાચે જ લોકોમાં સાચું ધર્માભિમાન અને મુખ્ય આચાર્યની ભક્તિ કૂચ કરી ગઇ છે.

શ્રીવલ્લભાચાર્યજીની વાણીની સાચી ભક્તિ તો તે જ છે કે તેમના ગ્રંથોના અને સંપ્રદાયને ઉત્તેજન મળે. અમારી ફૂલવાડી, ગાડીથી કાંઇ અમારી સેવા નથી થઇ જતી. અમારા પ્રતિ તમારી જે ભક્તિ હતી





તે ખતમ ગઇ છે. અમારા પ્રતિ તમારી ગુરુભક્તિ રહી નથી. પરંતુ સાધારણ મનુષ્ય જેવી બુદ્ધિ થઇ છે. તેનું કારણ એ છે કે અમે લોકોએ ગુરુપણાનું કર્તવ્ય છોડી દીધું છે. ઘણાબધાં પ્રેમી બનીને અમારા પ્રતિ પ્રેમ પ્રકટ કરે છે અને અમારામાં ઈશ્વર બતાવે છે. તમે લોકો કપડાં ન પહેરો તો પાગલૌમાં માની લેવામાં આવે અને અમે ઊભા ઊભા પેશાબ (અર્થાત્ સારૂં ન લાગે એવું કરવા યોગ્ય કામ) કરીએ તો તે લીલા કહેવાય!!! આવા દંભથી શું ફળ?

આજકાલ સાચા ધર્મને જાણનાર થોડાક જ મળશે, કેમકે જે જાણે છે તેને કોઇ ઉત્તેજન નથી આપતું. વૈષ્ણવ લોકો પણ ધર્મજ્ઞ પુરુષનો સત્સંગ નથી કરતાં. મુસલમાની રાજ્યમાં જ્યારે અન્યાય કરી કંઠી તોડી નાંખતા હતા તે સમયના વૈષ્ણવ બરાબર ધર્મ બચાવતા હતા. તેઓ ધર્મની એટલી બધી રક્ષા કરતાં હતા, આજકાલ મહારાણી (અંગ્રેજો)ના રાજ્યમાં આપણો ધર્મ પાળવાની કોઇ રૂકાવટ નથી તો પણ સ્વધર્મને લોકો બરાબર નથી પાળતા. બલ્કે ત્યાં સુધી કે કોઇ કોઇને ક્રિશ્ચિયન થવાનું નથી કહેતો તો પણ કેટલાય હિન્દુ પોતાની જાતી ખોઇને ક્રિશ્ચિયન થઇ જાય છે. કારણ એ છે કે આપના લોકોને પોતાના ધર્મના સંબંધનું જ્ઞાન નથી હોતું.

રામાનુજ સંપ્રદાયને જોશો તો તેમાં ત્રણસો-ચારસો વિદ્વાનો નિકળશે અને આપણા સંપ્રદાયમાં જોશો તો મુશ્કેલીથી ત્રણ-ચાર મળે છે. જો એક શાસ્ત્રી આપણે રાખીએ તો બાગમાં ૨૦ માળીનાં બદલે ૧૦ માળી રહે. બગીચાના માળીઓની સંખ્યા ઓછી કરી દેવી તે કોઇ ખરાબ વાત તો નથી! તેમની સંખ્યા ઘટવાથી સંપ્રદાયમાં વિદ્વાનોની સંખ્યા વધશે, પછી ઘરમાં શાસ્ત્રી હોય તો આપણને કેટલું શાસ્ત્રજ્ઞાન મળે અને આપના બાળક વિદ્યા પણ શીખે. આમ ન થતાં છોકરો મોટો થઇજે કહેશે કે અમારા માતા-પિતાએ અમને મૂર્ખ રાખ્યા અમે શું કરીએ? એટલા માટે વિદ્વાનોને સહાયતા અને ઉત્તેજન આપવું જોઇએ. આજકાલતો જે ધર્મનો ઉપદેશ કરે છે તેનાથી દ્વેષ કરાય છે. જૂઓ ગટ્ટૂલાલાજી, કોઇને બ્રહ્મસંબંધ નથી દેતા, કે નથી કંઠી બાંધતા પરંતુ લોકોની સામે ઉપદેશ કરે છે અને કંઇ માર્ગની વિરુદ્ધ નથી કરતા. તેમણે ઘણા ગ્રંથો અને લેખોથી આ માર્ગનો ઉદય કર્યો છે અને પ્રાચીન ગ્રંથોમા ભારે શ્રમ કર્યો છે. તો પણ તેઓ તેમનાથી રોષ કરે છે. એવો કે માત્ર પ્રાણ દંડ કરવા જ બાકી રહ્યા છે. જે કરવા પણ માંગે છે પણ તેનો અધિકાર હાથમાં નથી, નહિં તો તે પણ કરવામાં ન ચૂકે. કેવો અનર્થ છે!!!

હું કહું છું આપણા કરતાં તો અંગ્રેજ સારા છે. કેમકે તેમનું એક નાનું બાળક પણ કહેશે કે અમારામાં કોઇ મૂર્ખ મનુષ્ય જ નથી. આનું કારણ શું? તેમનામાં પણ મૂર્ખ તો પેદા થાય. પરંતુ તેમને શિક્ષણ આપવાની પદ્ધતિ છે કે તેઓ મોટી સંખ્યામાં મૂર્ખ નથી રહેતા. જ્યાં એમનાં બાળકોને રમાડવાનાં હોય ત્યાં





તે રમતનાં નામનો પહેલો અક્ષર એટલો મોટો હોય છે કે રમતની સાથે સાથે બાળકને મૂળાક્ષરનું જ્ઞાન થઇ જાય છે પછી તેમનું સિક્ષણ ચાલુ જ રાખવામાં આવે છે. આમ છતાં પણ જો ન ભણે તો તેને સેના વિભાગમાં ભરતી કરવામાં આવે છે. જ્યાં આ પ્રકાર છે ત્યાં મૂર્ખ મળવો મુશ્કેલ હોય, તેમાં આશ્ચર્ય શું? થોડાં દિવસથી ઘણા અંગ્રેજ જાણવા લાગ્યા છે કે હિન્દુ લોકો જે રેશમી વસ્ત્ર પહેરે છે તે બહુ સરસ છે તો પણ કોઇ અંગ્રેજને રેશમી કપડાં અથવા સુતરાઉ ધોતી પહેરતો જોયો નથી. એનું કારણ તેમનું સ્વદેશાભિમાન છે. આપણે એવા સ્વદેશાભિમાની છીએ કે કોટ-પાટલુન વિ. ઘણા પ્રકારના અંગ્રેજો જેવા પહેરવેશ પહેરીને તેમના જેવું આચરણ કરીને અંગ્રેજમય થઇ ગયા છીએ. તેમ ન કરીને કંઇક સ્વદેશાભિમાન રાખવાની ઘણી જરૂરિયાત છે.

આ કળીયુગમાં મનુષ્યની ઉંમર ૧૦૦ વર્ષની મનાય છે. જેમાં ૫૦ વર્ષ તો ખાવા-પિતા-નિંદ્રામાં ગયા, ૧૦ વર્ષ બાળપણનાં ખેલમાં વિત્યા. બાકી ૪૦માંથી ગુરુનિંદા, વેદનિંદા, ભગવદ્ભજનનિંદા, જુઠ્ઠુ બોલવું, વ્યાભિચાર વિ. અનેક પાપોથી આયુષ્ય ક્ષીણ થાય છે. જેથી પોતાનું કર્તવ્ય કરવામાં બહુ જ ઓછું આયુષ્ય મળે છે. આજની ઉંમરનો જેટલો ઉપયોગ થઇ શકે તેટલો કરીને ધર્માદિ પુરૂષાર્થ સિદ્ધ કરી લેવા જોઇએ. કેમકે માતા-પિતા, ભાઇ-બંધુ, છોકરા-છોકરી, બધા જ મતલબના સાથી છે. એમ ન હોય તો કમાઉ દીકરો વ્હાલો અને ઓછો કમાતો દવાલો કેમ લાગે? માતા-પિતાને તો બન્ને સમાન લાગવા જોઇએ, પરંતુ એમ નથી થતું. ભલે ને ગમે તેટલી પ્રીતિ હોય, પરંતુ જ્યારે મનુષ્ય મરી જાય તો 'જલ્દી કાઢો' કરીને ઘરથી કાઢવા તૈયાર થઇ જાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે માતા જે બાળપણથી પાળીને મોટો કરે છે અને પુત્ર ઉપર ઘણો પ્રેમ રાખે છે, તે તથા સ્ત્રી જે પતિ ઉપર ઘણો પ્યાર રાખતી નિરંતર સાથે રહે છે તે પણ સ્મશાન સુધી પહોંચાડવા નથી જાતી, પરંતુ ત્યાંથી જ પાછી ફરે છે. મા-બાપ-મિત્ર જે બહુ જ સ્નેહ રાખવાવાળા છે તે પણ સ્મશાન આવીને પાછા ફરે છે, આ દેહ જે જન્મ લેતાં જ આપણી સાથે આવે છે જેને કારણે મારા કામોને 'મેં કર્યાં' તેવું કહેવાનું આપણે અભિમાન રાખીએ છીએ, તે દેહ પણ ચિતામાં બળી જાય છે, તો આપણી સાથે શું આવે? માત્ર પાપ અને પુણ્ય.

પ્રાચીન સમયમાં એકના કરેલા કર્મનું ફળ બીજાને મળતું હતું. પરંતુ આ યુગમાં તો જે કરે તેનું ફળ તેને પોતેજ ભોગવવું પડે છે. ઘણા લોકો કળિયુગની નિંદા કરે છે, પરંતુ કહું છું કે ઈશ્વર પ્રાપ્ત કરવા માટે આ યુગ તો સર્વોત્તમ છે, કેમકે આજકાલ માત્ર કીર્તનથી પ્રભુ પ્રસન્ન થાય છે.

એક તો જીવન થોડું તેમાંય ઘણો સમય રોજગાર ધંધામાં ચાલી જાય છે. રોજગાર તો પ્રત્યેક વ્યક્તિએ અવશ્ય કરવો જોઇએ. એ સિવાય કેટલાય લોકો ચોપાટી વગેરે સ્થળે હવા-ખાવા નિકળી પડે છે.





અને ખાવા, પિવા, સ્નેહિઓને મળવા, પછી વૈશ્યાને ઘેર જઇ પુણ્ય (મહાપાપ) કરવામાં સમય બરબાદ થાય છે. લોકોએ બધો સમય વ્યર્થ ખોયા વગર સદાચાર રાખતાં થોડો સમય બચાવીને ઇશ્વરની ભક્તિમાં લગાવવો, ક્યારેય ભગવાનનું નામ અને ભગવાનના શરણની ભાવના નહિં ભૂલવી જોઇએ. સ્ત્રી, ઘર, ધન વગેરે (જે એક જ જન્મના સાથી છે)થી ચિત્ત હટાવીને નિરંતર પરમ દયાળું શ્રીકૃષ્ણચન્દ્રના ચરણકમળોમાં લગાવવું જોઇએ. સારા વિદ્વાન અને ભગવદ્‌ભક્તોથી દ્વેષ ન કરવો જોઇએ, બધાનો સાર લઇ લેવો જોઇએ. કોઇપણ જીવની નિંદા ન કરવી જોઇએ, જ્યાં સુધી બની શકે બધાની ભલાઇ કરવી જોઇએ, શ્રીભગવાન્, શ્રીમદાચાર્યજી, ભગવદ્‌ભક્ત, વેદ, ગીત અને સ્વધર્મ ઉપર શુદ્ધ અંત:કરણથી સદા સાચી ભક્તિ રાખવી જોઇએ, આ બધો વૈષ્ણવો પ્રતિ મારો ઉપદેશ છે અને શ્રીપ્રભુથી પ્રાર્થના છે કે બધઅ લોકોને સદ્‌ધર્મમાં લગાવે.

***આપણા સંપ્રદાયની નિંદા કરવાવાળા ઘણાં લોકો છે. અમારા લોકોના દુરાચરણના દોષ બતાવે છે. પરંતુ ખરી રીતે જોઇએ તો એ દોષોના પૂરેપુરા જવાબદાર અમો છીએ. એવું નથી, એમાં તો વૈષ્ણવોનો પણ મોટો દોષ છે. અગર અમારી બગડી ગયેલી વૃત્તિઓને એ ઉત્તેજન ન આપવામાં આવે અને અમોને બગાડતા રોકવાનો પ્રયત્ન કરવામાં આવે તો જરૂર થોડાક સમયમાં તે નાશ થયા વગર રહેશે નહિં.***

ઉત્તેજન આપતા રહેવાથી દુરાચારોની વૃદ્ધિ થરી રહેતી હોય છે.

વૈષ્ણવો તો અમારા શિષ્ય છે અને એમની સ્ત્રીઓ અમારી પુત્રી સમાન છે. છતાં એમની પર કુદષ્ટિ કરવી, એમની સાથે એકાંતમાં સંભાષણ કરવું, એમના હાથથી મેવા-મિઠાઇ ખાવી, એમની સાથે મર્યાદા વગર ફાગ ખેલવો, દ્રવ્ય, ધન, સંપત્તિ વગેરે માટે વૈષ્ણવો પર અત્યાચાર કરવો, અમે જ સાક્ષાત્ શ્રીકૃષ્ણ છીએ એમ કહેવું, શ્રીકૃષ્ણની માફક અન્નકૂટ આરોગવો, મોરમુકુટ ધારણ કરવો, પાલના-હિંડોળા વિગેરેમાં પોતે જ ઝુલવું વગેરે દુરાચાર છે. જે અમારા શરીર અને મનમાં ઉતરી ગયા છે. અને આ બધા દુરાચરણ શાસ્ત્ર મર્યાદા અને શ્રીમદ્ વલ્લભાચાર્યજીની આજ્ઞાની વિરુદ્ધનું જ આચરણ છે. આવા દુરાચરણ માટે ફક્ત ધર્મગુરૂ જ દોષિત નથી, પરંતુ મોટે ભાગે વૈષ્ણવ ભક્તો પણ દોષી છે. કારણકે ધર્મગુરુઓના આવા દુરાચરણને ઉત્તેજન આપે છે. અને ઘણી વારતો આવું વર્તન કરવા માટે ઘણું દબાણ પણ કરવામાં આવે છે.

(આશ્રય અંક ૧૯૮૭ પુસ્તક. ૬ અને ૭માંથી સાભાર)

ભાવત્ક - સંકલન :- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)

પુષ્ટિમારગ સિદ્ધાંતની સાંભળ કહું એક વાત; શ્રાવન સુદિ એકાદશી વચન કહ્યાં જે રાત. ૧

પોતાના જન જાણીને ચિન્તા ધરી મન માંહ્ય; આતુરતા કીધી (દીઠી) ઘણી, શ્રીજી પોધાર્યા ત્યાંહ. ૨

શ્રીમદ્ વલ્લભને મન, ચિન્તા ઉપની જેહ; આજ્ઞા બ્રહ્મસંબંધની, પ્રભુજીએ કીધી તેહ. ૩

પુરણ પુરુષોત્તમ તમો છો, જીવ છે દોષ સહિત; તે ઉદ્ધારણ કારણ, પ્રભુજી ધરજો ચીત. ૪

ત્યારે શ્રીજી એમ બોલીઆ, સાંભળો વલ્લભરાય; નામ સ્મરણ જે કરે, તેના પાતક જાય. ૫

જીવ માત્રે જે કોઈ, આવે તમારે શરણ; તે ઉપર કરુણા કરી, રાખીશ મારે ચરણ. ૬

પવિત્રુ કરી સૂત્રનું પહેરાવ્યું શ્રીજગદીશ; કેસરી રંગે રંગીને, તાર ત્રણસેં ત્રણ વીશ. ૭

મીસરી ભોગ ધરાવીને, વસ્ત્ર પહેરાવ્યાં તેણી વાર; કોર છેટા કર્યા કેશરી, ધોતી ઉપરણો સાર. ૮

સેવક જન સુખ કારણે, શ્રીજીએ કીધો શ્રમ; નામ નિવેદન આપીને, રાખ્યો વૈષ્ણવ ધર્મ. ૯

શ્રીગિરિધારી મંદિરે પોધારીઆ, જે સુખ કહ્યું નવ જાય; હરિદાસ શોભા જોઈને, આનંદ મંગલ ગાય. ૧૦

# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીપવિત્રા એકાદશી વ્રત

